ॐ तत् सत् परमात्माने नमः

# વિનયચંદ્ર.

રસીલું નવલ.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

દલાલ જેઠાલાલ વાડીલાલ

ઠે. સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.

દોહરો.

વિનય થકી વશ જગત છે, વિનયને સૌ કો ચહાય;
પ્રેમી નાયક નવલનાં, વિદ્યા વિનય ગણાય.

આવૃતી ૧ લી. સને ૧૯૧૦ પ્રત ૧૦૦૦

અમદાવાદ—પીરમસાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ
પ્રેસમાં પટેલ. પોચાભાઇ ચકુભાઇએ છાપ્યું.

મુલ્ય રૂ ૧—૦—૦



દલાલ જેઠાલાલ વાડીલાલ.

# પ્રસ્તાવના

જો કે ઘણાં ઘણાં નોવેલો બહાર પડયાં છે, અને પડે છે પરંતુ ઇતિહાસીક કાદમ્બરી ઉપરથી લખાએલાં નોવેલોની રસીકતા ન્યારી છે. જો કે કલ્પીત લેખમાં પણ યોગ્ય રસીકતા મુકી શકાય છે, પરંતુ ઇતિહાસીકના આધારે લખાએલાં નોવેલોની રસીકતાની બરોબરી થઈ શકતી નથી આ નોવેલ ખાસ બંગાળી કાદંબરીના આધારે લખાએલું હોવાથી આ પુસ્તકની કીંમત વાંચકો આપે કરશે. આ પુસ્તકની અંદર દશાથી પડતાં દુઃખો, નિર્વીકાર સત્ય સ્નેહની કસોટી, સતીનો પતી ભાવ, પાપીનાં પાપ કૃત્યો, છેવટે આપઘાત, ગુપ્ત ગ્રહ રચના, સતીનું પતી સંગે સહ ગમન, સુભેચ્છક ભવિષ્ય વેતાનુ ભવિષ્ય સુચન, છેવટે પ્રેમીનો વિજય, એ સઘળો ચિતારતા દ્રષ્ય વર્ણવેલો હોવાથી વાંચકોને જ્ઞાન સાથે ગમ્મત મળે છે. આ પુસ્તક એક વખત વાંચવા લીધું, તો ફરીથી મુકવાનું મન થતું નથી અને એક વખત વાંચવા છતાં ફરી ફરીને વાંચવાની જીજ્ઞાશા ત્રપ્ત થતીજ નથી. એક વખત વાંચવાથી વાંચક વર્ગની ખાત્રી થશે.

આ પુસ્તકમાં આંખ દોષથી પુરૂફ સુધારવામાં રહી ગએલી ભુલો સુધારીને વાંચવા વાંચક વર્ગને મારી ખાસ ભલામણ છે.

લી. પ્રસિધ્ધ કર્તા

દલાલ જેઠાલાલ વાડીલાલ.

# કર્તાના નીતીના બે બોલ.

જે જે ઠામે જઈ જુવો
ઠામ ઠામ ભગવાન
લાવી ઉર ઉમ્મશને
લહો લહો કંઈ ભાન
વાગે પુરણ ખાસડાં
ટીક્કાનો શીર માર
લાવો સાન કાંઇ ઉર વિષે
લઇ તજો પરનાર
દગાહર દુઃખનો ઠામ છે
લાખ વાતે નહીં સુખ
લહો શીખ કાંઇ ઉર વિષે
અમૃત નહીં વિષ મુખ
મનહર સુખ પરશી થશે
દાખંત અપરંપાર
વાત શાસ્ત્રમાં છે લખી
કમ નહીં તલ ભાર

---



શ્રી કૃષ્ણ.



# વિનયચંદ્ર.

## પ્રકરણ ૧ લું.

### નિર્દોષ પ્રેમ.

વસંત ઋતુની એક રમણીય સાંજે—સંધ્યાકાળને સમયે એક તેર ચૌદ વર્ષનો બાળક, અને એક અગિઆર બાર વર્ષની બાલિકા, પવિત્ર ગંગા નદીના કિનારા ઉપર, એક બીજાનો હાથ પકડી ફરતાં હતાં. બાળક મીઠી મીઠી વાતો કરી, બાલિકાનું મન ખુસ કરવા પ્રયત્ન કરતો જણાતો; પણ બાલિકા બોલ્યા ચાલ્યા વિના ઘડી ઘડી તે બાળકની મુખમુદ્રા નિહાળતી, કાંઈ બીજાજ વિચારમાં નિમગ્ન થયેલી હોય તેમ જણાતું હતું.

આવી રીતે થોડો સમય વિત્યા બાદ બાલકે ઘર તરફનો માર્ગ લીધો. થોડે દુરથી ઘર સ્હામું દેખાવા લાગ્યું ત્યારે બાળકે બાલિકાની આંગળી છોડાવીને કહ્યું "વિદ્યા, તું હવે ઘેર જા."

વિચારવશ થયેલી બાલિકા હજુ સુધી જાણે કળવાળી કાષ્ટની પુતળી હોય—તે પ્રમાણે બાળકનો હાથ ઝાલી દોરાતી આવેલી હતી તેણે બાળકના મુખમાંથી ઉપલા શબ્દો સાંભળી ચમકી ઉઠી હોય તેમ તેના મુખ તરફ જોઇ કહેવા લાગી "વિનયચંદ્ર, શું ઘર આવી પહોંચ્યું ?"

વિનયચંદ્ર આશ્ચર્ય પામીને બોલ્યો " વિદ્યા, શું તને ખબર નથી કે આપણે આ પીપળાના ઝાડ આગળ આવી પહોંચ્યાં છીએ ? અને આ સ્હામું તારૂં ઘર દેખાય છે !"

આ સાંભળી વિદ્યા જાણે ભય ચકિત થઈ હોય, તેમ " ઓ બાપરે " કહી, વિનયચંદ્રનાં હાથમાંથી પોતાનો હાથ બળ પુર્વક છોડાવી, તે પીપળાના ઝાડથી આઠ દશ પગલાં દુર જઈ ઉભી !

વિનયચંદ્ર વિદ્યાની એકાએક આવી સ્થીતી જોઇ ગભરાઇને બોલ્યો-" વિદ્યા ! તું અચાનક આમ ગભરાઇને દુર જઈ કેમ ઉભી ? તને એકદમ શું થયું " ?

વિદ્યાએ હજુ પણ ભયથી ધ્રુજતે અવાજે જવાબ આપ્યો. " વિનયચંદ્ર, ન્હાસો, ન્હાસો, આ પિપળાના ઝાડ નીચેથી એકદમ ન્હાસી મારી પાસે આવો "! એટલું કહી વિદ્યા વધારે કમ્પવા લાગી; તે જોઇ વિનયચંદ્રને એકદમ તેની પાસે જઈ કમ્પતી તથા પ્રસ્વેદ બિંદુઓથી ભિંજાયેલી વિદ્યાનો હાથ ઝાલી તેના મુખ ઉપરથી પરસેવો પોતાના ધોતીઆના છેડા વડે લુછી નાંખતાં બોલ્યો-" વિદ્યા, તને એકાએક આ શું થયું "! કહેતી કેમ નથી ? વિદ્યાએ ભયથી ચારે પાસ નજર ફેરવી પોતાની પીઠ ખુલ્લી કરી વિનયચંદ્રને બતાવી કહ્યું-" જો વિનયચંદ્ર આ પિપળાના ઝાડે મારી આ દશા કરાવી છે. "

વિદ્યાની પીઠ ઉપર બે ચાર સોલ પડી, લોહી તરી આવેલું જોઇ વિનયની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને દયા તથા ક્રોધના મીશ્રિત સ્વરે તેણે પુછયું,-" વિદ્યા ! કીયા દુષ્ટે તારી આ દશા કરી છે ? "

વિદ્યા-પિતાજીએ, પણ વિનય, તું રડે છે કેમ ? એમ કહી પોતાના લુગડાના છેડા વડે વિનયના આંસુ લુછતી બોલી કે-" આજ કારણથી હું તને કાંઈ વાત જલ્દી કહેતી નથી. "

વિનયચંદ્ર—વારૂ વિદ્યા હવે હું રોઈશ નહીં, પણ તું કહે તો ખરી કે તારા પિતાજીએ તને આવી નિર્દય રીતે શામાટે શિક્ષા કરી છે ? અને તે વાતને આ ઝાડ સાથે શું સંબંધ છે ?

વિદ્યા—( ભયથી ચોપાસ નજર કરીને ) એ વાત મને પુછીશ નહીં ! તેના સ્મર્ણથી મારૂં હૃદય કમ્પે છે; અને જો કોઈ એ વાત સાંભળશે તો મારા પ્રાણ પણ બચવા કઠણ છે.

વિનયચંદ્ર—વિદ્યા ભય પામીશ નહીં. અહીં કોઈ નથી. આજ દીન સુધી મારાથી તેં કોઈ વાત છુપાવી નથી ત્યારે આજ આમ શા સારૂ કરે છે ?

વિદ્યા—વિનયચંદ્ર, હું તને પાછીથી કહીશ, પણ હાલ મને ક્ષમા કર, કારણ મારો જીવ ઠેકાણે નથી.

વિનયચંદ્ર—( આંખમાં આંસુ લાવી ઘણા ખેદથી ) વારૂ ! જેવી તારી મરજી.

વિદ્યા—( વિનયચંદ્રને ફરી રડતો તથા ખેદ પામતો જોઇ ) વિનયચંદ્ર તું દિલગીર થઈશ નહીં, તારી ઈચ્છા છે તો લે, હું કહું છું; એમ કહી તેનો હાથ ઝાલી થોડેક દુર એકાંત જગ્યાએ લઈ ગઇ અને ચોપાસ નજર ફેરવી ખાત્રી કરી બોલી " આજથી ત્રિજા દિવસ ઉપર મધ્ય રાત્રિએ કાંઈ અવાજ સાંભળી એકાએક હું ઉંઘમાંથી જાગી ઉઠી, ઘરમાં દીવો બળતો હતો પણ મારા માત પિતાના પલંગ ખાલી દીઠા; તે જોઇ મને બહુ બ્હીક લાગી, એટલામાં મારી માતાનો સ્વર મારે કાને સંભળાયો, પણ શું બોલી તે હું સમજી શકી નહીં; તેજ વખતે ફરીથી મારા પિતાજીનો અવાજ સંભળાયો કે " વિદ્યા જાગી ઉઠશે તો " ? ઉત્તર આપતાં મારી માતા બોલી કે " આટલી મોડી રાત્રિએ તે કાંઇ જાગી ઉઠવાની નથી. કદાપિ જાગશે તો તે શું સમજવાની હતી " ? આથી મારા પિતાજી ઘણા ગુસ્સે

થઇ બોલ્યા, " ચુપ રહે, એ છોકરી બહુ કાફર છે ! જો કોઈ વાત ન્નિભાર પણ એણે વિનયચંદ્રને કહી તો ગજબ થઈ જશે ! વિનયચંદ્રની સંગતમાં એને ફરતી દેખી મારૂં કાળજું કપાઇ જાય છે. "

વિનયચંદ્રને વચમાં બોલવા જાણી તેને અટકાવી વિદ્યા આગળ બોલી " વિનયચંદ્ર તું કાંઇ ખોટું લગાડીશ નહી. તેં વાત સાંભળવાની હઠ લીધી તો જે વાત ખરેખરી હતી તે તને કહી.

વિનયચંદ્ર-વિદ્યા મને કાંઈ ખોટું લાગ્યું નથી. તારી વાત પુરી કર; વિદ્યાએ કહ્યું તારી એવી ઇચ્છા છે તો સાંભળ " મારા માતપિતાની વચમાં ઉપર થયેલી વાતચીત સાંભળી હું ચુપચુપ ઉઠી દીવો ઓલવી બારણાની ફાટમાંથી બહાર જોવા લાગી તો મારા પિતાજી તિજોરીવાળા ઓરડામાં ખોદતા હતા અને મારી મા દીવો બતાવતી ઉભી હતી. હું આશરે અડધો એક કલાક આવી રીતે સંતાઇને જોઈ રહી હતી, તે વખતે મારા પિતાજીએ જમીનમાં એક મોટો ખાડો ખોદી કહાડયો અને વિદ્યા આગળ બોલવા જતી હતી એવામાં કોઇના બોલવાનો અવાજ સંભળાયાથી બન્ને જણુ ચુપ-ચાપ કાન દઇ સભળાવા લાગ્યાં. અને વિદ્યા એકાએક બોલી ઉઠી " અરે ! એતો મારા પિતાજીનો અવાજ છે.

વિનયચંદ્ર-હા, મને પણ તેમજ લાગે છે.

વિદ્યા-ત્યારે મને હવે ઘેર જવાદે. કાલે બપોરે આ જગ્યાએ મળજો. આપણે અધુરી વાત પુર્ણ કરીશું.

વિનયચંદ્ર " હા ! કાલે મળીશું. પણ એ વાત સાંભળવાને જીવ એટલો અધિરો થઇ રહયો છે કે જ્યાં સુધી તે પુરી શાંભળીશ નહી ત્યાં સુધી મારા જીવને ચેન પડવાનું નથી. " વિનયે અધિરાઈથી કહ્યું. "

વિદ્યા-મારૂં કહ્યું માની આજે તે વાત જવાદે, અને તું

પણ મારી સાથે ઘેર ચાલ..આપણે સાથે નાસ્તો કરીશું.

વિનયચંદ્ર–નહીં વિદ્યા, હવે નહીં. ? જ્યાં સુધી તારી વાત પુરેપુરી સાંભળીશ નહીં, ત્યાં સુધી તારે ઘેર આવીશ નહીં. મારૂં આવવું તારા પિતાજીને રૂચતું નથી એમ હમણાં તેમને કહ્યું, અને તે દિવસે આપણે પતંગ ઉડાવતાં હતા ત્યારે પણ તારા પિતાજી તારા ઉપર ઘણા ગુસ્સે થ-આ હતા તે તને યાદ હશે. વળી મને બ્હીક લાગે છે કે મારે લીધે તારા ઉપર ગુસ્સે થઈ તારા પિતાજી તને કાંઈ શિક્ષા કરે.

વિદ્યા કાંઈક દિલગીર થઈ, તેણે વિનયનો હાથ ઝાલ્યો અને તે હલાવતી બોલી. " નહીં ! જે થવાનું હશે તે થશે પણ હું તને લીધા વગર જવાની નથી. હું તને એવી રીતે લઈ જઈશ કે પિતાજી આપણને દેખે નહીં. જો ! મારી માતાનો તારા પ્રત્યે કેટલો પ્રેમ છે ? તે કોઈ પણ વસ્તુ તને આપ્યા પછી મને આપે છે. માટે મારૂં કહ્યું માની મારી સાથે ચાલ. "

એ સાંભળી વિનયચંદ્રની આંખમાં આંસુ ભરાઈ આ-વ્યાથી તે બોલ્યો–" હા ! તારી માતા મને પોતાના પુત્ર સમાન ગણી પ્યાર કરે છે. પણ ઈશ્વર જાણે ! શા સારૂ તારા પિતાજી મારા ઉપર આટલા બધા કોપાયમાન છે ? હાય ! હે પ્રભુ ! મેં તેમનું કોણજાણે શું બગાડ્યું છે કે તેઓ મને ધિક્કારે છે. પણ વિદ્યા, હું નિર્ધન પિતાનો પુત્ર છું, અને તું શ્રિમંત માતપિતાની પુત્રી છે, તેથી તારી સાથે ફરવામાં હું અપરાધિ હોઈશ !

વિનયચંદ્ર તું રડીશ નહી ? તને રડતો જોઈ કોણ જાણે શા કારણથી મારૂં હૈયું ફાટી જાય છે ! પણ સંભાળ એક દિવસ રાત્રિના સમયે મને નિંદ્રાધિન જાણી મારી માતા મારા પિતાજી સાથે વાત કરતી હતી તે ઉપરથી હું જાણું છું કે તું નિર્ધન પિતાનો પુત્ર નથી; તારા પણ પિતાજી

ગર્ભશ્રિમંત હતા, તો પછી તું પોતાને કંગાલ માની સંતાપ શા સારૂ કરે છે ?

વિનયચંદ્ર—વ્હાલી વિદ્યા તું સ્વપનાની વાત કરતી હોય તેમ લાગે છે. જેને ખાવાનું પણ પુરૂં ઠેકાણું નથી તે શ્રિમંતાઇનો ડોળ શી રીતે ઘાલી શકે ? મારા વડીલો કદાપી મોટા રાજા હોય તોપણ શું થયું ? મારી હાલત તો તારાથી કાંઇજ છુપી નથી !

વિદ્યા—હવે વાતો કરવી છોડી દઇ મારી સાથે ચાલ. તારી એવી વાતો સાંભળી મને ઘણું દુઃખ થાય છે. એમ કહી તેનો હાથ ઝાલી પોતાના ઘર તરફ ખેંચી લઇ જવા લાગી.

વિદ્યા વિનયનો હાથ પકડી પોતાના ઘર તરફ લઇ જતી હતી દરમ્યાન વિનયે એક લાંબો નિશ્વાશ નાંખી કહ્યું—

" વિદ્યા તારૂં કહેવું ખરૂં છે ! એટલી વાત તો મારા પણ સાંભળવામાં આવી છે કે મારા પિતાજી ધનાઢ્ય હતા. પણ હાય ! મારી પાસે તો એક કોડી સરખી પણ નથી ! એવા ધનવાન પિતાના પુત્રની ભીખારી જેવી દશા ? હાય ! નસિબની બલીહારી છે ! પણ વિદ્યા, મારા પિતાની સઘળી સંપત્તિ શું તેમની સાથેજ નાશ પામી હશે ? "

વિદ્યા—વિનય, દિલગીર થઇશ નહીં ! સાંભળ, ! મારી માતા એક દિવસ કહેતી હતી કે ઇશ્વર ઘણો દયાળુ છે. તે સૌની સંભાળ રાખે છે તો શું તે તારા ઉપર દયા નહીં કરે ? મારી આટલી ન્હાની વયમાં અલ્પ મતીથી તને બીજું શું કહી શકું ? ફક્ત આજીજી કરી માંગી લઉં છું કે તું વારંવાર આમ ઉદાશ થઇ કલ્પાંત કરીશ નહીં. હું સઘળું સહન કરી શકું છું પણ તારૂં ઉદાસ મુખાર્વિંદ જોઇ શકતી નથી !

વિનયચંદ્ર—વહાલી વિદ્યા, હું પણ હજી અજ્ઞાન બાળક જ છું ! પણ અસહ્ય દુઃખ પડવાથી જરા ઘડાયો છું.

મનમાં એવું થાય છે કે જાણે—

વિદ્યા—બસ દયા કરો ! આટલું સાંભળતાંજ મારૂં હૃદય ફાટી જાય છે ! તો તારી વાત પુરી સાંભળતાં મારા શા હાલ થશે ? કૃપા કરી મારે ઘેર ચાલો. ઈશ્વર સર્વનું કલ્યાણ કરશે !

વિનયચંદ્ર—વહાલી વિદ્યા, ફક્ત તારૂં સુંદર સુખારવિંદ જોઈનેજ હું મારા હૃદયનું દુઃખ હૃદયમાં સમાવી શકું છું અને સાચું પૂછે તો જ્યાં સુધી તારી સંગતમાં રહું છું ત્યાં સુધી કોણજાણે મારૂં દુઃખ કયાં ભુલી જાઉં છું, પણ જ્યારે તું મારી આંખ આગળથી દુર થાય છે કે મારા અંતઃકરણમાં તે સોયની મીશાલ ખુંચે છે

વિદ્યા—( વાત ઉડાવતી ) લ્યો ઘર આવી પહોંચ્યું. તારી ઈચ્છા હોય તો પાછળના દ્વારથી અંદર જઈએ કે જેથી કોઈ આપણને જુએ નહીં.

વિનયચંદ્ર—નહીં, વિદ્યા ગુપ્ત રીતે જવું યોગ્ય નથી તારા પિતાજી જાણે તો તારા ઉપર ગુસ્સે થાય એટલુંજ નહીં, પણ આપણું સાથે ફરવા હરવાનું બંધ કરે. આજ સુધી તો શાળાથી પાછા ફરતી વખતે આપણે સાથે રમીએ બોલીએ છીએ તે પણ બંધ થઈ જાય તો મારા કેવા હાલ થાય ?

વિદ્યા—વહાલા વિનય, તે માટે તું જરા ફીકર કરીશ નહીં. મારી વય જો કે ન્હાની છે પણ કેળવણીના પ્રતાપે મારી આંખો ખુલી છે; તેથી ખોટો જુલમ બીલકુલ સાંખીશ નહીં. કદાપી મારા પિતાજી મને તાળામાં બંધ કરે તો પણ હરેક રીતે દિવસ કે રાત્રીના એક વખત જરૂર તને મલ્યા વગર નહીં રહું.

કદાપી મારા પિતાજી તમારી સાથે બોલવા બદલ મારા ઉપર ગમે તેટલો ગેરવ્યાજબી જુલમ કરે, તો પણ હું તમને છોડવાની નથી. આજ સુધી હૃદયની વાત ગુપ્ત

રાખી હતી તે લાચારીથી આજે ખુલ્લી કરવાની જરૂર પડી. કહો હવે મારે ઘેર આવશો કે નહીં ?

આટલું કહી વિદ્યા વિનય શું ઉત્તર આપે છે તેની વાટ જોવા પણ નહીં થોભતાં તેનો હાથ ઝાલી ખેંચતી આગળને દ્વારથી પોતાના ઘરમાં દાખલ થઇ, અને અંતઃપુરમાં એક ઓરડીમાં વિનયચંદ્રને બેસાડી પોતાની માતાને બોલાવવા ગઈ.

---

## પ્રકરણ ૨ જું.

---

### ભેદ

વિદ્યા જે ઓરડીમાં વિનયચંદ્રને બેસાડીને ગઇ હતી તે ઘરના બીજા માળ ઉપર અને ત્રિજોરીવાળી ઓરડીની જોડાજોડ હતી; અને તે ઓરડીની નજીક એક બીજી પણ ઓરડી હતી; અને તે ઉભય ઓરડીની વચમાં એક દ્વાર હતું તે ખુલવાથી બન્ને ઓરડાઓને એકત્ર કરી દેતું હતું. પણ હાલ તે દ્વારને બીજી બાજુ તરફ તાળું મારેલું હતું. વિનયને તે ઓરડીમાં પગ મુકયાને પુરી પાંચ મીનીટ પણ ન થઇ હશે એટલામાં એની બાજુ વાળી ઓરડીમાં કોઈ બે માણસો વાત કરતાં સંભળાયાં, તેથી તે તરતજ ઉઠીને દ્વાર પાસે જઈ કાન માંડી સાંભળવા લાગ્યો, પણ પુરેપુરૂં સાંભળી શકયો નહીં; છતાં જે કાંઇ તેના જાણવા સાંભળવામાં આવ્યું તેટલુંજ તેને ભય અને અચરતીના સાગરમાં ગરકાવ કરવાને પુરતું હતું. વાંચનાર ? તેના સાંભવામાં એવું તે શું આવ્યું ? તે નીચેની વાતચીતથી સમજાશે

એક–ત્યારે શું હું જુઠું કહુ છું ? જે વાત કાનોકાન સાંભળી તથા નજરે પ્રત્યક્ષ દીઠી તે શું કદી જુઠી હોઇ

શકે ? હુશેનખાં ! તું એ વાતપર શાંત રહેવાનું યોગ્ય ધારતો હોય ! પણ યાદ રાખજે કે એ છોકરો કોઇ દિવસ આપણને વિપત્તિમાં નાંખશે. જ્યાં સુધી એને આ દુનીઆ માંથી વિદાય કરવાનું બને નહીં ત્યાં સુધી મને રાત્રિના નિરાંતે નિંદ્રા પણ આવશે નહીં.

બીજો–તો આપની આજ્ઞા મુજબ વર્તવાને હું હમેશ તૈયાર છું પણ એકવાર ફરીથી એ બાબતમાં દિર્ઘદ્રષ્ટીએ વીચાર કરવાને વિનંતી કરૂં છું જેથી આપણે કાંઇ નવિન વિપત્તિમાં ફસી પડીએ નહી. હા ! પણ એક વાત જે ઘણ રહેલાઇથી બની શકે તેમ છે તેનો પ્રથમ વિચાર શા મ કરતા નથી ?

પહેલો–એવી તે શી વાત છે કે વિનયચંદ્રના જીવ રહેવાથી પણ આપણી મરજી મુજબ થઇ શકે છે ?

બીજો પ્રથમતો એને આપણે ઘર જતો આવતો બ કરો, અને છોકરીને નિશાળે જતી બંધ કરો. જેથી બ ને મેલાપ થશે નહી. અને આપણી ગુપ્ત વાતો વિ ચંદ્રના જાણવામાં આવશે નહીં. પણ વાહરે છોકરી, વા તેં તો આલાક સ્ત્રીઓના પણ કાન કાપવા જેવું કર્યું.

પહેલો–અરે એ છોકરી તો ઘણી ભુલી હતી, પણ તે કુ મત છોકરાની સંગતનાં ફળ નડયાં. ફીકર નહીં ! હું જોઉ છું બચ્ચાજી " કે મરા સપાટામાંથી બચી તું કયાં જવાને છે ! " વિદ્યાને કાલથી શાળામાં જતી બંધ કરીશ, પછી જોઉં છું કે " બન્ને અભાગીઓ ભેગાં મળી કેવી રીતે વાતો કરે છે ? "

બીજો–અને બીજો ઉપાય એ છે કે પેલા પીપળાના વૃક્ષ પાસે આપણું ખંડીએર છે, ત્યાં એક ઝુંપડું બંધાવી આપના એક વિશ્વાસુ માણસનો પહેરો રાખવો કે ત્યાંના ગુપ્ત ભેદની પણ બીલકુલ ખબર પડે નહીં. બસ હાલ તો એ બે ઉપાય કરી જોવા ઠીક છે; તેનાથી આપણી ઈ-

એક સફળ થશે તો ઠીક છે, નહીં તો આગળ ઉપર જોઈ લઈશું.

પહેલો—તારા કહેવા મુજબ હાલ કરવું યોગ્ય છે. કદાપી તેમાં ન ફાવ્યો તો બીજો રસ્તો ક્યાં નથી?

પછી તે ઉભય જણાએ ઘણે ધીમે સાદે કાંઈ વાત ચીત કરી તેમાંની કાંઈક વિનયચંદના સમજવામાં આવી અને કાંઈક ન આવી; પણ જે કાંઈ સાંભળવામાં આવી તે તેને ભય સાગરમાં ડુબાવવાને પુરતી હતી. આ વખતે વિનયચંદને આ દશામાં કોઈ જુએ તો તેનામાં ચૈતન્ય છે કે નહીં? તેનો નિર્ણય કરવા પણ કઠણ થઈ પડે!

પ્રીય વાંચક, બાજુની ઓરડીમાં જે બે મનુષ્યો વાત કરતાં હતાં તેમાંના એકનું નામ તો હજુ અંધારામાંજ છે પણ બીજાનું નામ હુસેનખાં છે એવું આપણે જાણી ચુક્યા છીએ. પણ એ બે મનુષ્યો કોણ હતા? તેમની શું મતલબ હતી? વિનય અને વિદ્યા ઉપર તેમને શું વેર હતું? પિપળાના ઝાડમાં ગુપ્ત ભેદ શું હતો? એ સઘળા ભરમ આગળ ચાલતાં એની મેળે ખુલ્લો થશે.

---

## પ્રકરણ ૩ જું.

### ભયનો પ્રારંભ.

પાછળ અમે કહી ગયા છીએ કે વિદ્યા વિનયચંદને ઓરડીમાં બેસાડી પોતાની માતાને ખબર આપવાને ગઈ હતી. તેણે ઘરમાં રસોડામાં, કોઠારગૃહમાં વિગેરે જગ્યાએ તપાસ કરી તથા ઘરની દાસીઓ વિગેરેને પુછ્યું પણ પત્તો નહીં મળ્યાથી તે તેના શયન ગૃહ તરફ જવા લાગી એટલે પોતાની માતાને આંખો લુછતી લુછતી દાદર ઉતરતી જોઈ બોલી—

" માતા તું ક્યાં ગઈ હતી ? આખું ઘર શોધી વળી પણ તારો પત્તો લાગ્યો નહીં ! "

તે સાંભળતાં વિદ્યાની માતા ત્વરાથી હાહર ઉતરી તેને પોતાની છાતી સરસી ચાંપી મુખ ઉપર ચુંબન કરી વાત ઉડાવતી બોલી-" બ્હેન ! આજે શાળાથી આવતાં આટલું મોડું કેમ થયું ? "

વિદ્યા—મારી વહાલી માતા, આજે નિશાળેથી પાછા ફરતાં વિનયચંદ્રે આપણે ઘર આવવા ના પાડવાથી તેને ઘણા આગ્રહ પુર્વક તેડી લાવી છુ તેથી વાર લાગી છે, અને તેને પાછલની ઓરડીમાં બેસાડી હું તને બોલાવવા સારૂ આવી છું.

વિદ્યાની મા-તેના નહીં આવવાનું શું કારણ છે ? તેં તેને ખોટુ લાગે તેવું કાંઈ કહ્યું હશે ! અગર તમારે બેઉને કાંઈ કજીઓ થયો હશે !

વિદ્યા—માતા હું કોઈપણ દિવસ તેની સાથે કજીઓ કરૂં છું ? અગર તેને ખોટું લાગે તેવું કાંઈ કહું છું ? પણ કોણ જાણે ( ઇશ્વર જાણે ! ) શા કારણથી આજે તેણે આ પણે આપણે ઘેર આવવાની ના પાડી !

વિદ્યાની મા ચાલ ત્યારે હું તેને નહીં આવવાનું કારણ પુછી જોઉં !

એમ કહી બંન્ને મા દીકરી વિનયચંદ્ર જે ઓરડીમાં બેઠો હતો ત્યાં આવ્યાં, પણ વિનયચંદ્ર હૃદય શુન્ય થઇ પોતાના વિચારના વમળમાં એટલો તો નિમગ્ન હતો કે ત્યાં કોણ આવ્યું ? તેનું પણ તેને ભાન નહોતું. તે ઓ. રડીના વચલા દ્વારને માથું ટેકવી નેત્રો બંધ કરી અતિ દુઃખદ સ્થીતિમાં જોઇ વિદ્યા ઘણી ખેદીત થઇ. વાંચનાર આ વખતે તેની માતા સાથે હોત નહીં તો તે ક્યારનીએ વિનયચંદ્રને ગળે વલગી પડી તેને તેના દુઃખનું કારણ જાણવા પ્રયત્ન કરત ! પણ માતાની શરમને ખાતર પોતે

પોતાનું મન કાબુમાં રાખી ઉભી રહી છતાં ગભરાટ અને દુઃખના મિશ્રિત સ્વરે પોતાની માતાને કહ્યું.—

" માતા જો તો ખરી વિનયચંદને શું થયું છે ? "

" કાંઈ નહીં દીકરી ! એમ કહી તે પણ ઓરડીના દ્વાર તરફ જોઈ કાંઈ યાદ આવ્યાથી ભયથી કાંપવા લાગી. તરતજ સાવધ થઈ વિનયચંદ્રનો હાથ ઝાલી ઉઠાડી બોલી.

" દિકરા વિનયચંદ્ર, આજ તને શું થયું છે ? તું આ ટલો બધો દિલગીર કેમ જણાય છે ? વળી તું વિદ્યાની સાથે આવવાની ના પાડતો હતો, તેનું કારણ ? તને કોઈએ કાંઈ કહ્યું છે ? "

એટલું કહી વિદ્યાની માતા તેનો હાથ ઝાલી પોતાના શયન ગૃહમાં લઈ ગઈ, વિનયચંદ્ર પણ કાંઈ બોલ્યા વગર તેની સાથે ગયો. શયન ગૃહમાં જઈ વિદ્યાની માતાએ તેનું શાંત્વન કર્યું અને જ્યારે તે કાંઈક શાંત થયો ત્યારે એક રકાબીમાં મીઠાઈ કહાડી બન્ને જણાને ખાવા આપી; તે ઉભય જણા સાથે બેસી ખાવા લાગ્યા. અને જ્યારે વિદ્યાની માતા પાણી લેવા સારૂં બહાર ગઈ ત્યારે વિનયચંદ્રે વિદ્યાને ધીમેથી પુછ્યું " તેં સઘળી વાત માતાને કહી દીધી કે "

વિદ્યા-મેં બીજી કોઈ વાત માતાને કહી નથી. ફકત જેટલી વાત માતાએ તમને કીધી તેટલીજ વાત કહીછે.

વિનયચંદ્ર-વિદ્યા ખેર ! એટલી વાત કહી તેની કંઈ ફીકર નહીં પણ હવે વધુ વાત કહીશ નહીં.

વિદ્યા-વાહ ! મને એટલી બધી મુર્ખ સમજો છો ?

વિનયચંદ્ર કાંઈ બોલવા જતો હતો પણ એટલામાં વિદ્યાની માતા પાણી લઈને આવી; તે બન્ને જણાએ પાણી પીધું પછી વિદ્યાની માતા બોલી—

" દીકરા વીનયચંદ્ર શાળાથી પાછા ફરતાં આજ સુધી જેવી રીતે તું વિદ્યાની સાથે આવતો હતો, તેમ હમેશાં અત્રે આવ્યા કરજે, અને નાસ્તો કરી વિદ્યાની સાથે બે ઘડી

રમી પછી તારે ઘેર જજે ”.બેટા તું અને વિદ્યા તો મારી આંખોનું નુર છો; તારા સીવાય મારી વિદ્યાને બિલકુલ ચેન પડશે નહીં. બોલ તું આવશે કેની ?

વિદ્યાની માતાનું પોતા પ્રત્યે આટલું હેત જોઈ વિનય ચંદ્રના નેત્રોમાં અશ્રુ ભરાઇ આવવાથી ગદ્દગીદીત કંઠે બોલ્યો—

- “ માતુશ્રી હું ઘણો કંગાળ છું । ભીખારી જેવો હું તેથી આપના જેવા શ્રીમંત માણુસના ઘરમાં હમેશાં આ વવાને કેવી રીતે હિંમત કરી શકું ? તે દીવસે મારા આ વવાથી પિતાજી વિદ્યા ઉપર ઘણા ગુસ્સે થયા હતા. માટે મારા આવવાથી તેમને ઘણું ખરાબ લાગે છે. માટે માં ક્ષમા કરો હવેથી હું આવીશ નહીં. ”

આટલું બોલી તે વિદ્યાની માતાને પગે બાઝી ઘણા શોકથી રૂદન કરવા લાગ્યો. તેને આવી રીતે કલ્પાંત કરતો જોઈ ઉભય મા દીકરી પણ અશ્રૂપાત કરવા લાગ્યાં પછી વિદ્યાની માએ વિનયને ઉઠાડી છાતી સરસો ચાંપી તેનાં આંસુ લુછી નાંખી તેના કપાલ ઉપર વાત્સલ્ય સ્નેહથી એક ચુંબન લઈ માથે હાથ ફેરવતી બોલી—

“ નહીં દીકરા તેમના બોલવા ઉપર તું એટલું બહુ ખોટું લગાડીશ નહી. તેમનો સ્વભાવજ એવો છે. માટે તું જેવી રીતે પ્રથમ આવતો જતો હતો તેજ માફક હમે શાં આવ્યા કરજે ! હું જોઉં તો ખરી કે તને આવતો કોણ અટકાવી શકે છે ? તું કાંઈ ચિંતા કરીશ નહીં. એટલું કહી તે વિદ્યા તરફ ફરીને બોલી “ જા દીકરી વિનયચંદ્રને ઝરૂખા ઉપર ખુલ્લી હવામાં જરા ફરવા લઈ જા કે તેના જીવને કાંઈ ચેન પડે. ”

માતુશ્રીની આજ્ઞા સાંભળતાંજ વિદ્યા સત્વર ઉઠીને વિનય ચંદ્રનો હાથ ઝાલી ઝરૂખા ઉપર લઈ જવા લાગી. વિનય ચંદ્ર પણ ચૈતન્ય રહિત પ્રતિમાની માફક દેરાતો વિદ્યાની

સાથે ગયો. ઝરૂખામાં પહોંચ્યા પછી વિદ્યાએ કહ્યું—

" વહાલા વિનયચંદ્ર આજે એકા એક તને આ શું થયું છે ? અત્રે આવતા પહેલાં તું જેટલો ઉદાસ હતો તેના કરતાં પણ આ ઘરમાં પગ મુકયા પછી તારી દિલગીરીમાં એકદમ આટલો બધો વધારો થવાનું શું કારણ?

વિનયચંદ્ર—વહાલી વિદ્યા, આજે તારા આગ્રહથી તારી સાથે અત્રે આવ્યો તે ઘણુંજ સારૂં થયું ! અત્રે આવ્યાથી મારા સાંભળવામાં જે વાત આવી છે તેનાથી મને ઘણો લાભ છે. જોકે પુરેપુરી વાત મારા સાંભળવામાં આવી નથી, પણ જેટલી હું સાંભળી કે સમજી શકયો છું તેટલીજ ઘણી છે.

વિદ્યા—એવી કયી નવીન વાત તારા સાંભળવામાં હમણાં આવી છે ?

વિનયચંદ્ર—નિતિ શાસ્ત્રમાં મેં વાંચ્યું છે કે " કોઇ છુપી યા ગુપ્ત વાત રાત્રિના સમયે કહેવી જોઇએ નહીં ! વળી એ વાત એવી ખરાબ છે કે તે સાંભળ્યાથી તું ઘણી દિલગીર થઇશ.

આટલું સાંભળતાંજ વિદ્યા ચમકી ઉઠી આસપાસ નજર ફેરવી ખાત્રી કર્યા પછી વિનયચંદ્રની અડોઅડ જઇને બેઠી અને બોલી " હવે શું વાત છે ? તે મને કહો. તે સાંભળવાને મારૂં મન ઘણું ઉત્કંઠીત થઇ રહ્યું છે"

વિનયચંદ્ર—મારી વહાલી, એ વાત જાણ્યાથી તને કાંઇ ફાયદો નથી ! ઉલટી તું વધારે દુઃખી થઇશ અને કદાપી ભોળપણથી એ વાત તારા મુખથી બહાર નીકળી ગઇ તો—

વિદ્યા—( તેને બોલતો અટકાવી ) વહાલા ! શું તમને મારા ઉપર વિશ્વાસ નથી ? તમારી વાત હું મારી માતાને પણ કહેતી નથી, તે શું તમે જાણુતા નથી ? હજુ સુધી તમે મને અજ્ઞાન સમજો છો ?

વિનયચંદ્ર—નહીં નહીં ! વહાલી, તું એવા ખોટા ખ્યાલથી પોતાના જીવને નાહક દુઃખી કરીશ નહીં ! મને તારા

ઉપર વિશ્વાસ હોત નહીં તો આજદીન સુધીની મારી સઘળી વાતો તને શા માટે કહેત ? તુંજ કહે કે મેં તારાથી એક પણ વાત છુપાવી છે ?

વિદ્યા-(જરા રિસાઇને) તમારા મનની વાત હું શું જાણું કે તમે મારાથી કોઇ વાત છુપાવી નથી.

વિનયચંદ્ર-(હસીને) લે એટલામાં રિસાઇ બેઠી કે ? તારી એવીજ ઇચ્છા છે તો સાંભળ—

એમ કહી વિનયે ઉઠી ચારે બાજુએ નજર ફેરવી પાછો વિદ્યાની નજીક બેસી પોતે જે વાત પાસેની ઓરડીમાં બેઠાં સાંભળી હતી તે સર્વ વિગતે સમજાવીને તેના કાનમાં કહી સંભળાવી, જે સાંભળતાંજ વિદ્યા એટલી તો ભયભીત થઈ કે તેના શરીરનો ગુલાબી રંગ ઉડી જઇ સફેત પુણી જેવી થઇ ગઇ; થોડો સમય બન્ને જણા કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યા; તે પછી વિદ્યા રોતી રોતી કંપિત સ્વરે બોલી —

" હવે એનો શું ઉપાય કરીએ ? "

વિનયચંદ્ર-વિદ્યા, મારો સઘળો આધાર કેવળ પરમાત્મા ઉપર છે. માટે તે પરમકૃપાળુ ઇશ્વર સર્વ સારૂંજ કરશે. તું કાંઇ ચિંતા કરીશ નહીં. ગભરાવાથી કાંઇ કામ સુધરવાનું નથી.

વિદ્યા—વહાલા, અહીં આવવાથી આપને નુકશાન થવાનો સંભવ હોય તો કાલથી બીલકુલ આવશો નહીં. તમારા વિયોગથી મને અસહ્ય વેદના થશે. તે હું હૃદય કઠણ કરી કોઇ કોઇ રીતે સહન કરીશ, પણ મારે ખાતર તમા ઉપર કોઇ જાતની વિપત્તી આવી પડે તે જોવા બીલકુલ રાજી નથી.

વિનયચંદ્ર—મારી વહાલી વિદ્યા, હા ! તારા પ્રેમનો મને પુર્ણ ભરોંસો છે કે તું મારા સુખને માટે કોઇ પણ ભોગ આપવાને તેયાર છે. પણ ગભરાવાથી કાંઇ કામ થ-

વાનું નથી માટે જરા ધૈર્યથી સાંભળ-" થોડા દિવસ માટે હું અહીં આવવા જવાનું બંધ કરીશ ( એટલામાં વિદ્યાને રડતી દેખી તેના અંસુ લુછી નાંખતો બોલ્યો ) તે દરમ્યાન આપણે પ્રસંગોપાત પેલા પુલની નીચે મળીશું " આટલું કહી તેને પોતાની બાથમાં લઇ કોટી કરી; તેનો જીવ ખુશ કરવા સારૂ આડી અવળી વાતો કરવા લાગ્યો-

વિનયચંદ્ર—વહાલી જો ! ચંદ્રમાં કાલો ડાઘ શાથી હશે વારૂં ?

વિદ્યા-વહાલા ! ભુગોળમાં મેં વાંચ્યું છે કે તે ભુમીની છાંયા છે !

વિનયચંદ્ર—પ્રીયા ! છાંયા પડવા છતાં પણ ચંદ્ર કેવો સુંદર છે ?

" વિદ્યાએ વિનયચંદ્રની તરફ જોઇ હસીને કહ્યું-" હું શું જાણું ? "

વિનયચંદ્ર-વાહરે ! ભોળી, જાણે કાંઇ જાણતીજ નથી? વારૂં વહાલી, તને કોણ સુંદર દેખાય છે? ચંદ્ર કે તારા ?

વિદ્યા-( શરમાઇને ) કોઈ પણ નહીં.

વિનયચંદ્ર-ત્યારે શું તારા કહેવા પ્રમાણે દુનીઆમાં કોઇ સુંદર છેજ નહીં ?

વિદ્યા-છે! નથી કેમ ?

વિનયચંદ્ર-કોણ ?

વિદ્યા-( હસીને ) તમે ?

વિનયચંદ્ર-શું કહ્યું ?

વિદ્યા-કાંઈ નહીં !

વિનયચંદ્ર-તું ઘણી કપટી છે !

વિદ્યા-એતો તમે ખરૂં કહ્યું કે " હું ખોટી છું ! " પછી શું કહો છો !

વિનયચંદ્ર - એજ કે તારા જાણવામાં કોણ સુંદર છે ?

વિદ્યા-તેમજ !

વિનયચંદ્ર—શું હું એટલો બધો સુંદર છું ?

વિદ્યા—હું શું જાણું ? મારી આંખોથી જુઓ તો ખાત્રી થાય !

વિનયચંદ્ર—વ્હાલી વિદ્યા, તારો પ્યારજ ફક્ત મારા જીવનનો આધાર છે ! નહીં તો આજ સુધીમાં કોણ જાણે શું દશા થઇ હોત ?

વિદ્યા—વહાલા પાછી એજ નાખુશીની વાત કહાડી ? એવી વાતો સાંભળવા હું રાજી નથી.

વિનયચંદ્ર—વારૂ બીજી વાત સાંભળ ? મારી આંખોએ કોણ વધારે સુંદર દેખાય છે તે સાંભળીશ ?

વિદ્યા—(હસીને) નહીં ! નહીં ! હું સઘળું જાણું છું ! રહેવાદો તમારી પાસે મારે કાંઇ સાંભળવું નથી !

વિનયચંદ્ર—વારૂ ! વિદ્યા, "સાચું કહે" તું મને ખરે ખર ચ્હાય છે ?

વિદ્યા ચુપ રહી, પણ તેનો આગ્રહ જોઇ બોલી—"હું કાંઈ જાણતી નથી, તમારા પોતાના મનને પુછી ખાત્રી કરો

આ સાંભળી વિનયચંદ્રનું મન વર્ષા ઋતુમાં મયુરની માફક આનંદથી નૃત્ય કરવા લાગ્યું, અને તેણે વીદ્યાને પોતાની પાસે ખેંચી છાતી સરસી દાબી કોટી કરી. થોડી વાર સુધી બન્ને જણા આવી સ્થીતીમાં એક બીજાને ભેટીને ઉભાંજ રહ્યાં. પછી ઘણો સમય થઇ ગયો છે એવું યાદ આવ્યાથી વિનયચંદ્ર જવા તૈયાર થયો એટલે—

વિદ્યા—(તેનો હાથ ઝાલી) જુઓ મને ભુલી જશો નહીં !

વિનયચંદ્ર—વહાલી એ તે કદી બનવા જોગ છે ? તું તો મ્હારી આંખોનું નુર છે.

વિદ્યા—વારૂ કાલે ક્યાં મળશો ?

વિનયચંદ્ર—ગંગા કિનારે પેલા પુલ નીચે.

ઉપલી વાતચીત કરી બન્ને જણાં ઝરૂખેથી નીચે ઉતર્યાં. દરવાજા સુધી વિદ્યા વિનયચંદ્રને વિદાય કરવા ગઇ;

પછી એક બીજાની રજા લઈ બન્ને પ્રેમીઓ વિખુટાં પડ્યાં અને વિનયચંદ્ર પોતાના ઘર તરફ જવા લાગ્યો.

## પ્રકરણ ૪ થું..

### ભેદમાં ભેદ અને ભેદ જ્ઞાત્રીનું મરણ.

વિનયચંદ્ર વિદ્યાથી છુટો પડી પોતાના ઘર તરફ જતો હતો ત્યારે એક પ્રહર રાત્રિ વિતી ગઈ હતી. રસ્તામાં તેના કુમળા મસ્તીકમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા; થોડે દુર જઈ તે એકાએક ઉભો રહી વિચારવા લાગ્યો કે "હું ક્યાં આવ્યો છું ?" પછી તેણે ચોગરદમ નજર કરી એક બાજુ તરફ ફરી પોતાના ઘર તરફનો રસ્તો લીધો. વિદ્યાના ઘરથી આશરે પાંચશો એક કદમ ચાલી તે નદી કિનારા ઉપર એક મોટા ખંડીએર પાસે આવી પોંહચ્યો, અને તે ખંડીએરને જોઇ તેણે એક લાંબો નિશ્વાશ નાંખ્યો !

પ્રિયવાંચક, થોડા કાળ પહેલાં આ ખંડીએરની જગ્યાએ અતિ વિશાળ અને ઘણો સુશોભિત રાજમહાલય અને બીજી અતિ રમણિય ઇમારતો ઉભી હતી; તે જગ્યા હાલમાં એવી દશાએ પોંહચી હતી કે ત્યાં બેચાર ભાંગ્યા તુટા મકાન સિવાય ઇંટો, પત્થર, લાંકડાં તથા માટીનો મોટો ઢગ થઇ તેમાં જંગલી વડ, પીંપળા વિગેરે ઝાડો ઉગી નીકળ્યાં હતાં; અને એવી કોઇ પણ જગ્યા બાકી રહી નહોતી કે જેમાં કોઇ ભુલો ભટકયો મુસાફર આવી રાતની રાત પણ નિર્ભય રીતે ગાળી શકે, કારણ કે ત્યાં સાપ, વીંછુ, કાનખજુરા વીગેરે ઝેરી પ્રાણીઓએ પોતાનું રહેઠાણ બનાવ્યું હતું. આવા ભયાનક ખંડીએરમાં આ પણી વાર્તાનો નાયક વિનયચંદ્ર નિર્ભય રીતે દાખલ થયો. અને

આવી વેરાન ભુમીમાં કેટલાક ખાડા, ટેકરા વિગેરે ઓલંગતો ઓલંગતો એક મકાનની પડી ગયલી છત આગળ આવી પોહુચ્યો અને તેના ઉપર ચઢી ત્યાંથી બીજી છત આગળ આવ્યો; ત્યાં એક લાકડાની સીડીની સહાયતાથી નીચે ઉતરીને એક ઓરડી આગળ આવી ઉભો અને " માસી, માસી " કરી બુમો મારવા લાગ્યો. ઘણી બુમો પાડવા છતાં પણ અંદરથી જ્યારે કોઈએ જવાબ ન આપ્યો ત્યારે નજદીકની બીજી ઓરડીમાં પેઠો. આ ઓરડીમાં પગ મુકતાં વારનેજ તેની નજર સામે ચટાઈ ઉપર અચેત પડેલી એક વૃદ્ધ સ્ત્રી ઉપર પડી, જેને જોતાંજ તે ભય પામી જમીન ઉપર પડી ગયો, અને તે વૃદ્ધ સ્ત્રીને ગળે બાઝી " માસી " " માસી " કહી રોવા લાગ્યો. થોડી વાર પછી પેલી વૃદ્ધ સ્ત્રીને ભાન આવ્યું તેથી તે ઘણાજ નબળા સાદે બોલી " કોણ છે ? દીકરા વિનય !

વિનયચંદ્ર—( રડતો રડતો ) હા માસી હુંજ છું. તમારા જીવને કેમ છે ? આજે તમે ઘણા ગુસ્ત જણાઓ છો. કાલે તો તમે કહેતાં હતાં કે " તાવ આવતો બંધ થયો તેથી હવે મને સારૂં થશે " તો પછી આજે આમ કેમ થયું ? હાય ! હું એમ જાણતો હોત કે તમારી પ્રકૃતી સારી નથી તો તમને છોડીને હું કંઈ બહાર જાત નહીં. પણ હાય ! માસી તમે આજે જાણી જોઈને મને તમારી પાસેથી દુર કીધો. કહોતો બાલચંદ્ર વૈદને હમણાં બોલાવી લાવું ?

માસી—દીકરા ગભરાઈશ નહીં, પણ આ વખતે મનને ધૈર્ય રાખી હું જે કાંઈ કહુ તે ધ્યાન દઈ સાંભળ. હવે મારા દહાડા પુરા થયા છે તેથી બાપડા બાલચંદ્રનુ કાંઈ ચાલવાનું નથી. આ ઘડી તું મારી પાસે બેશ અને હું જે કહું તે પ્રમાણે તું કર.

માસીનું આવું બોલવું સાંભળી બિચારો વિનયચંદ્ર

રડવા લાગ્યો. ડોશીએ તેને ઘણી ધીરજ આપી શાંત પાડ્યો. અને પિવાનુ પાણી માંગ્યું

વિનયચંદ્રે પવિત્ર ગંગા જળ તેના મોંહમાં રેડયુ તે થોડુ પીધા પછી તે બોલી—

" દીકરા વિનય આ એક કુંચી લે. એને કદી ખોઇશ નહીં ! એ કુંચી કુવાની પાસેની ઓરડીની છે. અને તે ઓરડીનું તાળું કેમ ઉઘાડવું ? તેની તને ખબર છે.

વિનયચંદ્રે ધ્રુજતે અવાજે જવાબ આપ્યો હા ! પછી—

માસી તે ઓરડીમાં એક બીજી કુંચી છે તે અંદરના ભોંયરાની છે. તે ઉઘાડી અંદર જવાથી તને બે પેટીઓ જણાશે પ્રથમ ન્હાની પેટી ખોલજે, અને પછી મ્હોટી ખોલજે. એ બંન્ને પેટીઓનાં તાલાંની કુંચીઓ રસોડામાં ચુલાની નીચે દાટેલી છે તે ખોદી કહાડજે એટલું બોલતાં બીચારીને થાક લાગવાથી તથા જીભ સુકાઇ જવાથી „પાણી"—એટલું કહી બોલતી બંધ થઇ.

વિનયચંદ્રે ફરીથી ગંગાજલ લાવી તેના મુખમાં રેડયું ત્યાર પછી તેણે પાછું બોલવાનું શરૂ કીધુ

"દીકરા એ બે પેટીમાં જે દસ્તાવેજો છે, તેમાં તારી જીંદગીનો ખરો ભેદ સમાયલો છે, તેથી ઘણા ડાહ્યાપણથી સાવધ રહી કામ કરજે, અને દુશ્મનોથી ચેતીને ચાલજે. બ્રહ્મચારીજીને હું ખબર આપી ચુકી છું, તે આવીને તારી બરદાસ્ત કરશે. તેમની આજ્ઞા મુજબ ચાલજે. પણ હા ! હું ભુલી, તારૂં તાવીજ એક પેચવાલા દાબડામાં બંધ કરેલું કુવામાં પડયું છે, અને—પાણી."—

ફરીથી બીચારી વૃદ્ધાનો કંઠ રૂંધાવા લાગ્યો; વિનયચંદ્રે થોડુંક જળ પાયું જેથી ફરી બોલવા લાગી—

"દીકરા હવે હું જાઉં છું ! મારા મૃત દેહને પાપ વિનાશીની ગંગાના પવીત્ર જળમાં પધરાવી દેજે, અને જ્યાં સુધી બ્રહ્મચારીજી આવે નહીં ત્યાં સુધી મારા મૃત્યુની ખબર પેલા નિર્દય પાપીને કાને—રામ—"

બિચારી ડોશીથી વધારે બોલી શકાયું નહીં. વિનયચંદ્રે જલ્દીથી દોડી પાણી લાવી તેના મુખમાં રેડ્યું પણ તે બહાર નીકળી ગયું કારણ કે તે વૃદ્ધ સ્ત્રીના પ્રાણ આ નશ્વર દેહને ત્યાગી ગયા હતા–આ અસાર સંસારની ચિંતામાંથી મુક્તિને પામી ચુક્યા હતા–પણ એ એકની મુક્તિ તે બીજાના દુઃખનું કારણ થઇ પડ્યું વિનયચ નિરાધાર. થયો.

પ્રિય વાંચક ! આ સમયે બિચારા વિનયચંદ્ર જેવા કાચી વયના એક નિરાધાર બાળકના મનની કેવી સ્થીતિ થઇ હશે ? ઘોર અંધારી રાત્રીનો શમય ! ઉજડ વેરાન ઝુંડીએરમાં એકલી જાતે, વળી સાસુ મુડદુ પડેલું આ સર્વ જોઇને પાષાણ હૃદયના પુરૂષને ઘડીભર ભય ઉત્પન્ન થાય તો વિનયચંદ્ર જેવા કોમલ હૃદયના બાળકના મનની કેવી દયાજનક સ્થીતિ થઇ હશે ? એની કલ્પના કરવી પણ કઠણ છે. પરંતુ હાય! ગરીબાઇ જે ચાહે તે કરાવે? હાયરે ! સમય તારી બલીહારી !

આવી ભયાનક અને શોક જનક સ્થીતિમાં આશરે એ કાદ કલાક સુધી વિનયચંદ્ર પોતાની માસીના મુડદાને માથું ટેકવી રડતો બેસુદ્ધ થઇ પડી રહ્યો હશે પણ એટલામાં કોઇએ છાપરાની છત ઉપરથી “ વિનય, વિનય કરી બુમ મારવાથી તે ચમકી ઉઠયો અને વિચારવા લાગ્યો કે “ આટલી રાત્રીના શમયે એ કોણ હશે ? ” કે મારૂં નામ દઇ બુમ પાડે છે ? વળી હું તેના સાદને પણ ઓલખી શકતો નથી ! પણ તેને વિચાર કરવાનો લાંબો શમય મળે તે પહેલા તો એક વૃદ્ધ પુરષે નીચે ઉતરી આવી તેના માથા ઉપર હાથ ફેરવી કહ્યું “ બેટા વિનય તું સારી પેઠે તો છે ?

વિનયચંદ્રે પ્રથમ તો આ નવા આવનાર તરફ સારી રીતે પગથી તે માથા સુધી કેટલીકવાર સુધી નિહાળી

નિહાળીને જોયા કર્યું અને ત્યાર પછી તેની શાન શીકલ ઉપરથી જાણે તેને ઓળખતો હોય તેમ તેને પગે પડી રડવા લાગ્યો.

વિનયચંદ્ર—હાય ! માસી આ સમયે તું કયાં ગઈ ? બ્રહ્મચારીજી માહારાજ આપ થોડીવાર પહેલા પધાર્યા હોત તો માસીની સાથે આપને જરૂર છેવટ મેળાપ થાત ! હાય ! માસી મને નિરાધાર કરી તું કયાં ચાલી ગઈ ? .

હમણા જે વૃદ્ધ આવ્યો તેને પ્રિય વાંચક વાંચક વર્ગ સારી પેઠે ઓળખી ચુકયા હશે ? કારણ કે વિનયચંદ્રની માસીએ મરતી વખતે તેને જે વાત કહી હતી તે યાદ હશે ! બ્રહ્મચારીએ વિનયચંદ્રે ધૈર્ય આપી કાંઇક શાંત પાડયો અને પછી પોતે તે વૃદ્ધ સ્ત્રીના મૃતદેહને ગંગાના કીનારા તરફ એકલોજ ઉઠાવી ચાલવા લાગ્યો. વિનયચંદ્ર પણ તેની સાથે સાથે જવા લાગ્યો. નદી કીનારે જઈ ચિતા ખડકી તે ઉપર બ્રહ્મચારીએ તે લાસને સુવાડી. વિનયચંદ્રે પોતાને હાથે અગ્નિ સંસ્કાર કરવાને ઘણોજ આગ્રહ કીધો પણ બ્રહ્મચારીએ તેના આગ્રહ તરફ કાંઈ ધ્યાન ન આપતાં પોતાનેજ હાથે ચિતામાં આગ સળગાવી દીધી, અને સુર્યોદય થતાં પહેલાં તો તે વૃદ્ધ સ્ત્રીનું નામનીશાન પણ આ ફાની દુનીઆમાંથી નાશ પામ્યું, અને તેને છેવટની તિલાંજલી આપી બ્રહ્મચારી ઘણી ત્વરાથી વિનયચંદ્રને સાથે લઈ પોહ ફાટતા પહેલા ખંડીએરમાં આવી પહોંચ્યા.

---

# પ્રકરણું ૫ મું.



## નિરાશા.

અમે આગલા પ્રકરણમાં જણાવી ગયા છીએ કે બ્રહ્મચારી વિનયચંદ્રને સાથે લઇ તે વૃદ્ધ સ્ત્રીની લાસને છેવટની તિલાંજલી આપી સૂર્યોદય થતા પહેલાં ઘર તરફ આવવા નીકળી ચુકયા હતા. ઘેર આવ્યા પછી થોડી વાર સુધી આમ તેમ ફર્યા પછી વિનયચંદ્રને એકાંત ઓરડીમાં લઇ જઇ વાતચીત કરવા લાગ્યો. વાત કરતાં કરતાં વિનયચંદ્રે પોતાની માસીએ મરતી, વખતે જે હકીકત કહી હતી તે બધી વીગતવાર તેણે બ્રહ્મચારીને કહી સંભળાવી તે તેણે ઘણા ધ્યાન પુર્વક સાંભળી લીધા પછી પોતાના મન સાથે થોડીવાર સુધી કાંઇ વિચાર કર્યા પછી બોલ્યો—

" બેટા વિનય, આજે તારા શાણપણનો મન અનુભવ થયો. ન્હાની વયમાં આટલી સમજ હોવી ઘણી દુર્લભ છે. લોકો કહે છે કે વિપત્તિ કાલમાં માણસની બુદ્ધી ભ્રષ્ટ થઇ જાય છે પણ તે વાત તું ખોટી પાડી આપે છે. ઉલટો વિપત્તિએ તને આટલી કીશોર વયમાં ચતુર તથા સંતોષી બનાવ્યો છે. તારી બુદ્ધી, અને ચતુરાઇ અને સંતોષ જોઇને મારી ખાત્રી થાય છે કે એક દિવસ તું અવશ્ય તારા પુર્વજોના જેવી કિર્તિ તથા પ્રતિષ્ઠતા મેળવીશ.

" ગુરૂજી મારા એવા તો કયાંથી ધન ભાગ્ય હોય કે મારા પૂર્વજોની નામના પાછી મેળવી શકું ? પણ ભવિષ્યમાં આપના આશિર્વાદથી થાય તો ખરૂં ! વિનયચંદ્ર રડતો રડતો બોલ્યો. "

બ્રહ્મચારી—વારૂ, હવે, આપણે ફલાં ભોંયરા વાલી પેટીઓ તપાસવા જવું જોઇએ.

ઘણું સારૂં ! જેવી આજ્ઞા ! એમ કહી વિનયચંદ્ર ઉઠી

ઉભો થયો અને બંન્ને જણા જવા લાગ્યા. વિનયચંદ્ર રસોડામાં જઇ બોલ્યો—

પ્રથમ આપણે તે પેટીઓના તાળાંની કુંચીઓ ચુલા નીચેથી ખોદી કહાડવી જોઇએ કારણ કે ત્યાં પોંહચતાંજ આપણને તેની જરૂર પડશે.

એટલું કહેતાંજ તેણે પાવડો લઇ ચુલો ખોદી કહાડયો અને તેની નીચેથી એક હાથ જમીનની અંદર ઉંડાણમાં એક ઢાંકણાવાળા કટોરામાંથી બે ચાવીઓ મળી આવી તે બન્ને ચાવીઓ તથા બીજી એક જે તેની માસીએ મરતા અગાઉ તેને સોંપી હતી તે સાથે લઇને બહાર નીકળી કુવા નજીક આવી તેની પાસેની ઓરડીનું તાળું ઉઘાડી અંદર જઇ ત્યાંથી ભોંયરાના તાળાની કુંચી લઇ તે ખોલી નાંખી તેમાં પ્રવેશ કરતાંજ બોલ્યો– " ગુરૂજી અહીં આતો ઘાટું જ અંધારૂ છે. કાંઇ દેખાતું પણ નથી " તે સાભળતાંજ બ્રહ્મચારીએ " કાંઈ ફીકર નહીં એટલુ કહી પોતાની કમરેથી મીણ બત્તિ કહાડી તે સળગાવી બંન્ને જણા ભોંયરામાં આગળ વધ્યા અને જેવી વિનયચંદ્રના નજરે પેલી પેટીઓ પડી કે તરતજ ખુશાલીના આવેશમાં હર્ષ ઘેલો થઇ એકદમ ઉછળી બંન્ને પેટીઓના તાળાંમાં સાથેજ કુંચીઓ ઘાલી ઉઘાડવા લાગ્યો અને અતિ બળ કરવાથી પણ જ્યારે તાળાં ઉઘડી શકયાં નહીં ત્યારે તે પેટીઓના ઢાંકણાં ઉચકી જોતાં તે તરતજ ખુલી ગયાં. આવો વિચિત્ર બનાવ જોઈ તે અતિ વ્યાકુળ થયો, અને તે પેટીઓ માં નજર કરતાં જ્યારે તે ખાલી જણાઇ ત્યારે તે કેવળ "હાય ! " મારી જે કાંઈ પુંજી હતી તે સર્વનો નાશ થયો " ! એટલું કહી બેસુદ્ધ થઇ ત્યાંજ જમીન ઉપર મુર્છિત થઈ પડયો. વિનયચંદ્રની આવી સ્થીતિ જોઈ પેલો બ્રહ્મચારી. " ચાલો સારૂં થયું ! બચ્ચા વિનય તું ત્યાંજ પડયો પડયો તારા દસ્તાવેજને સારૂ વીલાપ કર, " એટલું

બોલી ત્યાંથી જવા લાગ્યો ,અને વળી બબડયો કે " અફ્સોસ ! કાલથી આટલી બધી મહેનત કરી છતાં એક કોડી પણુ હાથમાં આવી નહીં ! ખેર ! ચાલ જઇને પેલા ચાંડાળને સર્વ વિગત કહુ ! "બેઇમાન બેડા કાફર હૈ !" એમ બોલતો બોલતો ત્યાંથી જતો રહયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### બ્રહ્મચારિયુગ્મ. સત્ય પ્રાકટ્ય સંકેત.

વિનયચંદ્ર આવી રીતે બેભાનાવસ્થામાં કયાં સુધી પડી રહયો, તેની તેને ખબર નહોતી; પણુ જયારે સુદ્ધીમાં આવી તેણે પોતાની આંખો ખોલીને જોયું ત્યારે પોતાને કુવાની પાસેની ખુલ્લી જમીન ઉપર પડેલો જોયો. અને પોતાની સામું એકજ રંગ રૂપના બે બ્રહ્મચારીઓને ઉભેલા જોયા. જેમાં એકના હાથ પગ બાંધેલા હતા, અને બીજો છુટો હતો. આવો દેખાવ જોઈ વિનયચંદ્ર ફરી ફરી આંખો ચોલી ચોળીને જોવા લાગ્યો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે " આ શું ? હું સ્વપનું તો જોતો નથી ?" પણુ તેને લાંબો સમય સુધી આવી રીતે વિચારમાં રહેવું પડયું નહીં કારણુ કે પેલા બે બ્રહ્મચારીમાંનો એક જે બંધન રહિત હતો તેણે આગળ આવી વિનયચંદ્રને ભેટી કરી કહ્યું—

" પ્યારા વિનય શું વાત કહું ? તારી માસીની ચીઠી વાંચી અત્રે આવી છત ઉપરથી જેવો નીચે ઉતરવા લાગ્યો કે તરતજ મારી બરાબર સામે આ કૃત્રિમ વેશધારી બહુરૂપી કે જેણે મારા સ્વાંગની આબેહુબ નકલ કરી છે અને જે ચોરની માફક આમ તેમ નજર કરી ન્હાસી જવાની તૈયારીમાં હતો તેને ઉભેલો જોયો.

વિનયચંદ્ર આ નવા બ્રહ્મચારીની વાત સાંભળી ઘણો આશ્ચર્ય પામીને બોલ્યો " આજના ઉપરા છાપરી અવનવા અને વિચીત્ર બનાવોથી મારૂં મસ્તિક એટલું તો અસ્થિર અને ભ્રમિત થઇ ગયું છે કે મને કાંઈ સુઝતું નથી. આ નિર્દય કાપટ્ય જાળથી ભરપુર કૃત્રિમ અને દાંભીક વેશ ધારી કોણ છે? જ્યાં સુધી આપ બન્નેમાંથી ખરા બ્રહ્મચારી કોણ છો ? તેની મને ખાત્રી થશે નહીં ત્યાં સુધી હું આપના કોઈ પણ પ્રશ્નનો ઉત્તર આપી શકતો નથી. "

નવા બ્રહ્મચારીએ હસીને કહ્યું—

" તારૂં કહેવું યથાર્થ છે. હું પણ તારી એજ ખાત્રી કરી આપવા માગું છું કે જેથી અમે ઉભયમાંથી ખરો વિશ્વાસ કરવા લાયક કોણ છે? તથા આ કૃત્રિમ વેશધારી કેવો દુષ્ટ, ચાંડાળ, અને સેતાન છે તે બરાબર જણાઈ આવે!

આટલું કહી તે નવા બ્રહ્મચારીએ પેલા નકળી બ્રહ્મચારીને ધરતી ઉપર નાંખી દઈ તેના પગ પણ કસીને બાંધ્યાં, અને કુવામાંથી પાણી કહાડી તેના વેશધારી મુખ ઉપર છાંટી તેનો સ્વાંગ ખુલ્લો પાડી આપવાનો વિચાર કર્યો પણ તે તેમ કરી શકે તે પહેલા એકાએક દશ બાર માણસો હથિઆર સહીત આવી પહોંચ્યા તેમના મોંહડા બુકાનીઓથી સંતાડવામાં આવ્યા હતા. તેમણે તરતજ પેલા વેશધારી બ્રહ્મચારીના હાથ પગના બંધન કાપી નાંખ્યાં અને તેને પોતાની સાથે લઈ ચાલતા થયા.

બિચારો ગભરાયલો બાલક વિનયચંદ્ર તથા બ્રહ્મચારી સ્તબ્ધ થઇ આ દેખાવ જોતાજ રહ્યા તો પછી તેમની સામું થવાનો તો વિચારજ શું કરવો ? એટલુંજ સારૂં થયું કે તે લુંટારામાંના કોઇએ તે બ્રહ્મચારી અગર વિનયચંદ્રને કાંઈ ઇજા કરી નહીં.

લુંટારાઓના ગયા પછી બ્રહ્મચારી બોલ્યો—

હું જાણું છું કે આ સઘળી ખટપટ પેલા ચાંડાળ દિવાનની છે તે દુરાત્માએ તારૂં સર્વસ્વ લુંટી લીધું છે તો પણ હજુ સુધી કેડો છોડતો નથી.

વિનયચંદ્ર—જ્યાં સુધી આપ ખરા બ્રહ્મચારી છો એવી મારા મનની પાકી ખાત્રિ કરી આપશો નહીં ત્યાં સુધી હું આપની કોઇ પણ વાતનો જવાબ આપવાને અશક્ત છું.

બ્રહ્મચારી—સૌથી પહેલી ખાત્રિ તો એજ છે કે તે વેશધારી બ્રહ્મચારીને તેના મળતીઆ ઉપાડી લઇ ગયા અને બીજી સાબીતીમાં મારી પાસે ગીરજાના હસ્તાક્ષરની ચીઠ્ઠી છે.

એમ કહી તેણે ગીરજાના હસ્તાક્ષરની ચીઠ્ઠી વિનય-ચંદ્રના હાથમાં મુકી તેણે તે ચીઠ્ઠી હાથમાં લઇ ઘણી બા-રીકીથી ઉલટ સુલટ તપાસી જોતાં પોતાની માસીનાજ ખરા હસ્તાક્ષર છે એવી ખાત્રી થયાથી તે બ્રહ્મચારીને પગે પડી રોવા લાગ્યો. બ્રહ્મચારીની આંખોમાંથી પણ અશ્રુધારા વહે-વા લાગી. તેણે વિનયચંદ્રને ઉઠાડી કોટી કરી તેના અશ્રુ લુછી નાંખતો બોલ્યો " બેટા ! ધીરજ ધર ? આ સં-સારમાં ધીરજ તથા સંતોષથી બીજી કોઇ વસ્તુ શ્રેષ્ટ નથી. તે દુરાત્મા પાપી કામલોચનના પાપનો કુંભ પુર્ણ ભરાઇ રહેવા આવ્યો છે અને હવે તેનો વિનાશ થવામાં અતિ વિલંબ લાગશે નહીં ! પણ ગીરજા ક્યાં છે " ?— " સ્વર્ગમાં " એટલું કહી વિનયચંદ્ર ફરીથી રોવા લાગ્યો આ વખતે બ્રહ્મચારી પણ થોડી વાર સુધી તેની સાથે અશ્રુપાત કરવા લાગ્યો. પછી પોતે જાતેજ શાંત થઇને વિનયચંદ્રને દિલાસો આપી શાંત કીધો અને થોડીવાર સુધી બન્ને જણા મૌન ધારણ કરી બેસી રહયા પછી બ્રહ્મચારીએ પુછયું—

" આ સીવાય બીજા શા નવા પ્રસંગ અત્રે બન્યાછે "?

વિનયચંદ્ર—હવે આ અભાગી સ્થળમાં એક અક્ષર પણ બોલવા રાજી નથી. માટે ચાલો આપણે પવિત્ર ગંગા નદીના કીનારા ઉપર બેસી ત્યાં નિરાંતે વાત કરીશું.

બ્રહ્મચારી—વિનયચંદ્ર વિપત્તિએ તને આવો સ્થાણો અને દુરઅંદેશી બનાવ્યો છે એ જોઈ હું ઘણો પ્રસન્ન છું. તારા કહેવા મુજબ ચાલો આપણે મેદાનમાં જઈ બેસીએ ત્યાં કોઈ દુષ્ટ આપણી વાતો ચોરી છુપીથી સાંભળી શકશે નહી.

એટલું કહી બ્રહ્મચારી વિનયચંદ્રને સાથે લઈ ખંડીએરમાંથી બહાર નીકળી ગંગા કિનારા ઉપર આવી નિર્ભય સ્થાન ઉપર બેઠા. બ્રહ્મચારી તથા વિનયચંદ્રના બહાર નીકળ્યા પછી ખંડીએરમાંથી એક ત્રીજો માણસ પણ બહાર નીકળી બીજી દીસા તરફ ચાલતો થયો.

ગંગા કિનારે એક નિર્ભય સ્થળે બેશી વિનયચંદ્રે બ્રહ્મચારીને પોતાની સવીસ્તર હકીકત કહી સંભળાવી. બ્રહ્મચારી ઘણા ધ્યાન પુર્વક સાંભળતો હતો.

વિનયચંદ્રે " રસ્તામાં વિધા સાથે થયેલો મેળાપ તથા પિપળાનું વૃક્ષ જોઈ તેનું ચમકવું, ત્રિજોરીવાળા ઓરડાની તથા પિપળાના ઝાડવાળા ભેદની અપુર્ણ હકીકત સાંભળવી, તથા વિધાના અતિ આગ્રહથી તેને ઘેર જવું, પોતે જે ઓરડીમાં બેઠા હતા તેની પાસેની ઓરડીમાં કોઈ બે માણસો વચ્ચે થયેલી વાતચીત સાંભળવી ત્યાંથી પાછા ફરી ઘેર આવી પોતાની માસીની સાથે તેની અંતકાળની સ્થીતિમાં થયલો મેળાપ, તેનાથી ભોંયરાંવાળી પેટીઓનો તથા કુવામાંના તાવિજ વીગેરેનો ભરમ જાણવો, તેના મરણ બાદ વેશધારી બ્રહ્મચારીનું આવવું, પોતાની માસીને અગ્ની સંસ્કાર કરવો, ત્યાંથી પાછા ફરી કૃત્રિમ બ્રહ્મચારી સાથે ભોંયરામાં જઈ જોઈ પોતે બેસુદ્ધ થઈ પડી જવું" વિગેરે ખાલી પેટીઓ

બ્રહ્મચારીને વિગતવાર કહી સંભળાવી તે સઘળી હકીકત સાંભળી કાંઇ વિચાર કરી બ્રહ્મચારી બોલ્યો—

" પેલા વેશધારી બ્રહ્મચારીને પણ આ સઘળી હકીકત કહી છે ? "

વિનયચંદ્ર—" હા, હું શું જાણું કે તે દુષ્ટ ખોટો સ્વાંગ ધારણ કરી મને છળવા સારૂ આવ્યો હતો ? "

" એ ઘણુંજ ખરાબ થયું, અને તેમાં વળી બિચારી વિદ્યાને માટે તો ઘણુંજ ખોટું થયું. ખેર ! જે થયું તેનો ઉપાય નથી, સઘળી બાજી બગડી ગઇ; પણ જોઇએ છીએ કે શું થાય છે ?

" હાય ! બિચારી વિદ્યા ઉપર વિપત્તિ આવી પડશે ? જો કે મારૂં સર્વસ્વ તો નાશ પામ્યું છે, છતાં મારા પ્રાણાર્પણ કરવાથી પણ જો વિદ્યાની વિપત્તિ દુર થઇ શકતી હોય તો તેમ કરવાને હું તૈયાર છું. "

" ગભરાવાથી કાંઇ કામ સરવાનું નથી. " હવે તો ઘણી દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કરી સાવધપણે કામ લેવું પડશે. ( જરા વિચાર કરીને ) હા ! જો બીજી પણ એક ભુલ થઇ છે, આપણે આખું ખંડીયર ખુલ્લું મુકી આવ્યા છીએ, અને તાળું મારવાનું પણ વિસરી ગયા છીએ ?

વિનયચંદ્ર—( જરા ખિન્ન થઇને ) ગુરૂજી, આગ લાગો તે ખંડીએરમાં, મારૂં સર્વસ્વ નાશ પામ્યું છે, તો હવે ઇંટ પથ્થરને તાળું મારવાની શી જરૂર છે ?

બ્રહ્મચારી—તે ઠીક છે, પણ બે કામ તો ત્વરાથી જઇને અવસ્ય કરવાની જરૂર છે. પ્રથમ કુવામાંથી તાવીજ કાઢી લેવું અને બીજું ભોંયરે તાળું વાસવું જોઇએ.

વિનયચંદ્ર—ભોંયરે તાળું મારવાનું હવે શું પ્રયોજન છે ?

બ્રહ્મચારી—શું તને ખબર નથી કે તે ભોંયરામાં એક સુરંગ છે; અને તે દિવાન રામલોચનના ઘરમાં ખજાના

વાળી ઓરડી સુધી જાય છે. તેથી મારી નક્કી ખાતરી છે કે ગીરજાના ખાનગી ભેદની વાત તેણે કોઇ રીતે જાણી લઈ તે સુરંગ દ્વારા આવી દસ્તાવેજો તે જાતે ચોરી લઇ ગએલો હોવો જોઇએ.

વિનયચંદ્ર—સુરંગની હકીકતની મને ખબર નથી. તેમ માસીએ પણ મને કોઇ દિવસ કહ્યું નથી. તો શું આપને પુર્ણ ભરોંસો છે કે આપ સુરંગને રસ્તે થઇ રામલોચનના ભંડાર ગૃહમાં દાખલ થઇ ત્યાંથી આપણા ચોરાયલા દસ્તાવેજો પાછા મેળવી શકશો ? ગુરૂજી ! રામલોચન ઘણો બદમાસ છે. તેથી એ કાર્ય નિર્વિઘ્ને પાર પાડવું કાંઇ સહેલ નથી ?

બ્રહ્મચારી—તુ ધારે છે તેટલુ કાંઇ મુસ્કેલ નથી, પણ હમણાં તે વાત કહેવાની કાંઇ આવસ્યકતા નથી. જોઈ લ-ઇશું કે રામલોચનમાં કેટલું પાણી છે ?

વિનયચંદ્ર—આપે સુરંગની જે હકીકત કહી તે ઉપરથી વિદ્યાએ ખજાનાવાલી ઓરડીની કહેલી હકીકતનો ભરમ ખુલ્લો થાય છે, પણ પેલા પીપળાના ઝાડવાળો ભેદ હજુ સુધી કાંઇ સમજી શકાતો નથી.

બ્રહ્મચારી—તારૂં કહેવું ખરૂં છે, એ પીપળાના ઝાડનું રહસ્ય તો યદ્યપી પર્યંત મારા સમજવામાં પણ આવતું નથી. ખેર ! આગળ ઉપર જોઈ લેવાશે.

વિનયચંદ્ર—મારા ભાગ્યમાં જેટલું લખ્યું છે તેટલુંજ થવાનું છે. સંધ્યા કાળનો સમય થયો છે તેથી આપ હવે સ્નાન કરી લો પછી આપની ઇચ્છાનુંસાર કરીશું.

બ્રહ્મચારી—તારા મુખમાં આજ અન્નનો એક દાણો પણ ગયો નથી, માટે તું પણ સ્નાન કરી લે. પછી જે કાંઇ કરવું ઉચિત જણાસે તેનો પ્રારંભ આજથીજ કરીશું.

વિનયચંદ્ર—ગુરૂજી મને ખાવાની બીલકુલ રૂચિ નથી.

આપ સ્નાન સંધ્યા કરી કાંઇ ભોજન કરો.

બ્રહ્મચારી—આખરે તું બન્યું છે, વારૂ ભુખ્યા રહેવા થી શું લાભ થશે ?

એમ કહી બ્રહ્મચારીએ વિનયચંદ્રને અતિ આગ્રહથી સમજાવી ન્હવડાવ્યો, અને પોતે પણ સ્નાન કરી બન્ને જણા ખંડીએર તરફ પાછા વળ્યા બ્રહ્મચારી પોતાની સાથે જે કાંઈ ફળ. ફળાદિક લાવ્યા હતા તે ઉભયે મળી ખાધાં.

પ્રિય વાંચક ! એટલું તો જાણી ચુકયા હશે કે વિદ્યાના પિતાનું નામ દીવાન રામલોચન અને વિનયચંદ્રની માસી નું નામ ગીરજા હતું.



## પ્રકરણ ૭ મું.

### પ્રયત્ન વ્યર્થ. વિપત્તિમાં વિપત્તિ.

વિદ્યા અને વિનયચંદ્રનો છેલ્લો મેલાપ થયાને આજ પંદર દિવસ થયાં હતાં. એ સમય દરમ્યાન એક બીજાની શું સ્થીતિ હતી ? તેની તેમને ખબર નથી. વિનયચંદ્ર પોતાની સ્થીતિ વિદ્યાને જણાવી શકયો નથી, તેમજ વિદ્યા પોતાની સ્થીતિથી વિનયચંદ્રને વાકેફ કરી શકી નથી પંદર દિવસના વિયોગથી તેમના મનમાં કેવું વિરહ દુઃખ થયું હશે ? તેનો વિચાર વાંચનાર ! જો તને તેવી રીતનો અનુભવ થયો હશે તોજ થઇ શકશે ! એ વેદના કોઇ વ્યાધિની નહોતી, એ વેદના તો માત્ર નૈસર્ગિક પ્રેમનીજ હતી.

વિદ્યાથી જુદા પડયા પછી વિનય ઉપર જે કાંઈ વિપત્તિ આવી પડી તેનું થોડું વર્ણન અમે આગલા પ્રકરણમાં આપી ગયા છીએ પણ ત્યાર પછીના પંદર દિવસ માં શું બન્યું ? તે જુવો.

બ્રહ્મચારીએ ભોંયરાવાળી પેટીમાંથી ગુમ થયેલા દસ્તાવેજો સોધી કાઢવાને ઘણો પ્રયાસ કર્યો પણ સઘળું વ્યર્થ !

સુરંગનું જેદ્વાર ભોંયરામાં પડતું હતું અથવા જે દ્વારથી સુરંગને રસ્તે દિવાને બંધ કરી દીધાની ખબર જ્યારે બ્રહ્માચારીને પડી ત્યારે તેણે પણ કુવાડીથી ભોંયરાવાળા દ્વારના બે કડકા કરી ત્યાં ઇંટ માટીનો મોટો ઢગ કરી સુરંગમાં જવાનો માર્ગ બંધ કરી લીધો અને વિનયચંદ્રના તાવીજ વાળો દાબડો કુવામાંથી કાહાડી એવી જગ્યાપર સંતાડયો કે તેનો ભેદ વિનયચંદ્રના જાણવામાં પણ આવ્યો નહિ. વળી તેણે પેલા પીપળાના વૃક્ષ તથા દિવાનના ઘરના ગુપ્ત ભેદો શોધી કાહડવા ઘણો પ્રયત્ન કીધો. દશ બાર દિવસ સુધી ઘણી ખંતથી તપાસ કરવા છતાં પણ વિનયચંદ્રના લાભની કોઈ કકીકત તેના જાણવામાં આવી નહીં. વિનયચંદ્રે પણ રામલોચનના ઘર નજદીક ઘણા ફેરા ખાવા માંડયાં પણ વિદ્યાનો મેળાપ થયો નહિ. એટલુંજ નહિ પણ તેની સ્થીતિ વિશે કાંઈ ખબર મળી નહિ, તેથી તેણે હિંમત ધરી એક દિવસ વિદ્યાના મકાનમાં જાતે જઇ તેને મળવાનો વિચાર કર્યો. પણ પેહેરેગીરોએ તેને અંદર જતો અટકાવીને કહ્યું કે " દિવાન સાહેબે આ મકાનમાં આપને નહિ જવા દેવાનો હુકમ કીધો છે " આવું સાંભળી નિરાસ થઇ તે પાછો ફર્યો, પણ આ વખતે તેના મનની કેવી સ્થીતિ થઇ હશે ? તે બિચારા વિનયચંદ્રનું મનજ જાણે ! જે દિવસથી તેને દિવાન રામલોચનના મકાનમાં જતો સિપાઇઓએ અટકાવ્યો તે દિવસથી તેણે તે તરફ જવાનું બંધ કર્યું. પણ વિદ્યાને લીધે તે ઘણો મુંઝાવા લાગ્યો. આટલું જાણે કે ઓછું હોય તેમ બીજો એક એવો બનાવ બન્યો કે જેથી તેના દુઃખનો કાંઇ પાર રહયો નહિ. આજ બે દિવસ થયાં બ્રહ્મચારી કાંઇ અલોપ થઇ ગયા છે. તેનો બીલકુલ પત્તો નથી. મધ્યરાત્રીના સમયે છાપરા ઉપર કાંઇ ખખડાટ થતો સાંભળી હાથમાં લાકડી લઇ બ્રહ્મચારી તે તરફ જવા લાગ્યા, તે જોઇ વિનયચંદ્રે બહુ સમજાવ્યા

કે "મધ્યરાત્રીના સમયે એકલા જવું સારૂં નહિ. વખતે દુશ્મનોની પ્રપંચ જાળમાં ફસાઈ પડશો." પણ બ્રહ્મચારીએ તેના કહેવાપર કાંઈ લક્ષ નહિ આપતાં તેને આશ્વાસન આપી છાપરા તરફ ગયા. બે કલાક સુધી વિનયચંદ્રે તેમના પાછા ફરવાની રાહ જોઈ પણ તે પાછા ફર્યા નહિં. આખરે તેનું ઘણા દુઃખથી શ્રમિત થયેલું મન નીંદ્રાદેવીને સ્વાધીન થયું. અને તે ઊંઘમાં એટલો તો ગીરફતાર થયો કે જ્યારે તે જાગ્યો ત્યારે દોઢ પહોર દિવસ ઉગી ચુકયો હતો. તે વખતે પણ તેણે બ્રહ્મચારીને પાછા ફરેલા નહિ જોવાથી ખંડિયરમાં સઘળે તપાસ કરવા માંડી. ઘણી બારીકાઈથી આખા ખંડિયરમાં તપાસ કર્યા છતાં પણ તેનો પત્તો નહી લાગવાથી જેવો તે છાપરા તરફ જવા લાગ્યો. તેવીજ તેની દ્રષ્ટી દાદર પાસેની ભિંત ઉપર પડી. જેના ઉપર કોલસાથી બ્રહ્મચારીના હસ્તાક્ષરથી લખાયેલા ચારજ અક્ષર માલમ પડયા. "સપડાયો" એ વાંચી બીચારા વિનયચંદ્રને "દાઝયા ઉપર ડામ જેવું લાગ્યું તે આખી રાત્રીના સમયે અંધારામાં કોલસાથી ઘણી [illegible] વાંકાચુંકા લખવામાં આવ્યા હતા; તો પણ બ્રહ્મચારીનાજ લખેલા છે, એમ તેની ખાત્રી થઈ. આ દુઃખ [illegible] [illegible] બનવાનુંજ છે એમ તેણે નક્કી માન્યું. આમ એક પછી એક બનતા દુઃખી બનાવોથી તે એવો તો દિગ્મૂઢ થઈ ગયો કે વિચારના વમળમાં ગોથાં ખાતો ત્યાંજ બેસી રહ્યો; આવી રીતે શોક સમુદ્રમાં ડુબીને તે કયાં સુધી બેસી રહેત તે કાંઈ નક્કી નહોતું; પણ કોઈએ પાછળથી આવી તેનો હાથ ખેંચ્યો થી તે ચમકી ઉઠયો ને આંખો ઉઘાડી જોયું. તો એક વૃદ્ધ સ્ત્રીને ઉભેલી જોઈ.

વિનયચંદ્ર થોડીવાર સુધી તો તે આવનાર સ્ત્રી તરફ આશ્ચર્ય ચકિત થઈ જોઈ રહ્યો, અને પછી બોલ્યો—

"વિમળા, તું કયાંથી આવી? સર્વ ખુશીમાં તો છે? તું રડે છે શા માટે?

પ્રિયવાંચક, જે વૃદ્ધ સ્ત્રી હમણાં વિનયચંદ્રની સામું રડતી ઉભી છે તેનું નામ વિમળા છે, અને તે વિદ્યાએ મોકલેલી આવી છે.

થોડીવાર સુધી તો વિમળા વિનયચંદ્રની દશા જોઇ રડતી ઉભી રહી, પછી તેના પુછવાથી બોલી—

" હા, સર્વ સારી પેઠે છે. પણ બિચારી વિદ્યાની સ્થીતિ ઘણી દુઃખરૂપ છે; નિશાળે જવાનું બંધ થયું અને પોતાની ઓરડી છોડી બહાર નીકળવાની પણ મનાઇ છે કોઇની સાથે બોલવાની કે વાતચીત કરવાની પણ બંધી છે; ઘરની દાસીઓને પણ બહાર નીકળવાનો હુકમ નથી; બિચારી વિદ્યાએ અન્ન જળનો ત્યાગ કરી રડી રડી પોતાની દેહને એવી તો બનાવી મુકી છે કે એકી નજરે ઓળખવી પણ કઠણ પડે. વિદ્યાની માતાને પણ બિચારીને ખબર નથી કે દીવાનજીના મનમાં શું છે ? હાય ! આખા ઘરને એવું કારાગૃહ જેવું બનાવી મુકયું છે કે બહારની હવા પણ અંદર દાખલ થઇ શકે નહિ.

વિનયચંદ્ર વિમળાની વાત ઘણા શોકાચચિત્તે સાંભળી એક દિર્ઘનિશ્વાસ નાંખી બોલ્યો—

" વિમળા, હાય ! મારે લીધે બિચારી વિદ્યાના સકોમળ શરીરને આવું કષ્ટ સહન કરવું પડે છે ? હાય હાય ! મારા જીવતરને ધિક્કાર છે કે મારે ખાતર એક નિર્દોષ અને શુસીલ બાળાને આટલું બધું દુઃખ સહન કરવું પડે છે; અને હું તે અટકાવી શકતો નથી ? હે ઇશ્વર ! હવે તું મને મોત આપ " એમ કહી કલ્પાંત કરવા લાગ્યો. "

વિમળા વિનયચંદ્રના આંસુ લુછી નાંખી ધિરજ આપતાં બોલી કે " રડો નહિ ! ઇશ્વરને યાદ કરો, તેજ તમારૂં દુઃખ દુર કરશે હું જાઉ છું, કારણ કે કોઇ દુશ્મન જુવે તો મારા ભુડા હાલ થાય; પંદર દિવસમાં આજે ચોરી છુપીથી અત્રે આવવાને લાગ મળ્યો છે. વિદ્યાએ મોકલેલી આ ચીઠ્ઠી વાંચો.

એમ કહી વિનયચંદ્રના હાથમાં એક કેળનું પાંદડું આપી તે જતી રહી. પ્રેમરાયે ઘણું કહ્યું પણ તે બીલકુલ થોભી નહિ; તેના ગયા બાદ વિનયચંદ્રે મુગ્ધાની ચીઠ્ઠી છાતી સરસી દબાવી આંખોએ લગાડી ખોલી વાંચવા લાગ્યો. તેમાં નીચે મુજબ ચારજ લીટી લખેટી હતી.

" જેમ બને તેમ જલદી તમારા પ્રાણ બચાવી "

" ન્હાશો જો બની શકશે તો આજ રાતના "

" આઠ વાગે પુલની પાસે મળીશ, પણ નહિ "

" મળી શકું તો મારી રાહ જોશો નહિ. "

વાંચનાર ! વિદ્યાની ચીઠ્ઠી વાંચી વિનયચંદ્રના મનની શું સ્થીતિ થઇ હશે ? તેનો ચિતાર આપવાને અમારી લેખણ અશકત છે. પણ જેને વિનયચંદ્રના દુઃખ કરતાં ચોથાઈ દુઃખનો પણ અનુભવ હશે તેજ તેની કલ્પના કરી શકશે.

વિનયચંદ્રે વિદ્યાની ચીઠ્ઠી પુનઃ પુનઃ વાંચી. તેન ભાવ અને તેની લખાવટ જોઇ વિનયચંદ્ર ઘણો દુઃખી થયો. તેણે જોયું કે કેળના પાંદડા ઉપર સોય વતી અતિ ત્વરાથી ધ્રુજતે હાથે તે ચીઠ્ઠી લખાયલી હતી. જે ઉપરથી વિદ્યા કેવી પરાધિનતા અને ભયભિત સ્થીતિમાં છે તે સ્પષ્ટ જણાઈ આવતું હતું. વિનયચંદ્ર તે ચીઠ્ઠીને પુનઃ છાતી સરસી ચાપીને બોલ્યો કે—

અહા ! વહાલી વિદ્યા, મારી ખાતર તને આવી નિર્દય રીતે નજર કેદ કરવામાં આવી છે, કે કલમ, ખડીઓ અને કાગળ પણ તને સ્વપ્નવૃત થઇ પડયાં છે ? હાય ! મારે માટે તારી આવી દુર્દશા થઈ છે તે સાંભળવા છતાં પણ મારા પાપી પ્રાણ ટકી રહ્યા છે !

આશરે એક કલાક સુધી વિનયચંદ્ર આવી રીતે વિચાર કરતો બેસી રહ્યો હશે. પછી જાતેજ શાંત થઈ ઉઠયો. અને

ગંગા કિનારે આવી સ્નાન કરી બે ચાર ઘુંટ પાણી પી આમ તેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં જે જગોએ ગીરજાની લાસને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો, ત્યાં આવી પહોંચ્યો; થોડીવાર સુધી ત્યાં ઉભો રહી અશ્રુપાત કરી એક દિર્ઘ નિશ્વાસ નાંખી બીજી તરફ ગયો, અને સંધ્યાકાળ થતાં સુધી ગંગા કિનારે આમ તેમ ફર્યાં કીધું. સર્યાસ્ત થયા પછી ત્યાં કિનારા ઉપર બાંધેલું એક હોડકું છોડી તરે નદિના જલ પ્રવાહ તરફ તરતું છોડી દીધું. કેટલીક વાર સુધી આ પ્રમાણે ફરી હોડકું પાછું ફેરવી તેની જગ્યા ઉપર બાંધી દીધુ. અને પોતે કિનારે આવી નદિના પુલ તરફનો રસ્તો લીધો. અહિંએથી પુલ આશરે સો હાથ જેટલો દુર હતો ત્યાં કિનારે કિનારે ચાલતો વિનયચંદ્ર આવી પહોંચ્યો, અને પુલની નીચે જ્યાં પુર્વે ઘણીવાર તેનો અને વિદ્યાનો મેળાપ થયો હતો ત્યાં સંતાઇ બેઠો.

---

## પ્રકરણ ૮ મું.

### પ્રેમ પ્રભાવ.

આગલા પ્રકરણમાં વાંચી ગયા મુજબ પુલ નીચે નેત્રો બંધ રાખી વિનયચંદ્ર વિચાર ગ્રસ્ત સ્થીતીમાં ક્યાં સુધી બેઠો રહ્યો ? તેની તેને ખબર નહોતી. પણ કોઇએ પાછળથી આવી તેનો હાથ પકડ્યો ત્યારે તે જાગૃત, થયો અને પાછળ ફરી જોયું તો જે પ્રેમમુર્તિને માટે પોતે વ્યાકુળ હતો અને જેને મળવા માટે પોતે અધિરો થઇ રહ્યો હતો, તેજ પોતાની મનોરમા પ્રિયતમા વિદ્યાને જોતાંજ એકદમ ઉઠી તેને કોટી કરી પોતાને ગળે લગાડી દીધી. પ્રિય વાંચનાર ! પછી શું પુછવું ? બંન્ને પ્રેમીઓ વિરહ વ્યથાથી વ્યાકુળ તો હતાંજ, તે આમ એકાએક મેળાપ થવાથી

એક બીજાને ગળે વળગી હર્ષાસુધારાથી વિરહાગ્નીને શાંત કરવા લાગ્યાં. થોડીવાર સુધી આવી સ્થીતિમાં રહી પછી શાંત થઇ એક બીજાના આંસુ લુછી નાંખી પુલ નીચે જમીન ઉપર બેસી વાતો કરવા લાગ્યાં.

વિદ્યા–વહાલા, માસીને શું થયું હતું ?

વિનયચંદ્ર–ફકત ચાર પાંચ દિવસ તાવ આવ્યો હતો પણ હું શું જાણું કે મને આટલો જલ્દી નિરાધાર કરી તે ચાલી જશે ? તે દીવસે રાત્રીના તારાથી છુટ્ટો પડી ઘેર આવતાંજ માલુમ પડયું કે તેની આખરની ઘડી છે !

વિદ્યા–વહાલા, આપણો છેલ્લો મેળાપ થવાને આજે પંદર વીસ દીવસ થયા છે, તેટલામાં તો ચિંતાગ્નીથી તમે એટલા બધા નિર્બળ થઇ ગયા છો કે ઓળખાતા પણ નથી.

વિનયચંદ્ર–પ્રિય વિદ્યા, મારા ઉપર જે આફત આવી પડી તે કહેવા બેસું તો કેટલાક દીવસ વહી જાય ! ખેર ! પણ મારે લીધે તારા ઉપર આવી પડેલી વિપત્તિનો જ્યારે મને ખ્યાલ આવે છે, ત્યારે મનમાં એવું થાય છે કે જાણે મારો પ્રાણ કહાડી નાંખું !

વિદ્યા–હા હા ! વાત તો ખરી ! ખરૂં જોતાં મારૂં દુઃખ તો તમારા આગળ કાંઇ વીસાતમાં પણ નથી. ફકત તમારૂં દુઃખ સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે ! આત્માર્પણ કરવાથી પણ તમારૂં દુઃખ દુર થતું હોય તો તેમ કરવાને પણ તૈયાર છું.

વિનયચંદ્ર–વહાલી, મારે ખાતર આટલું બધું કષ્ટ શા માટે સહન કરો છો ? મને ભુલી જાઓ ! અને તમારા પિતાની આજ્ઞાને અનુસરો !

વિદ્યા–પ્રાણેશ ! જ્યાં સુધી આ ક્ષણભંગુર દેહ ચિતામાં બળી રાખ થઇ જશે નહીં, ત્યાં સુધી તો તમને ભુલી શકું તેમ નથી. અને મારા પિતાજીનું શું પરંતુ અન્ય

કોઈનું પણ નિતીયુકત કહ્યું કરવાને તૈયાર છું; છતાં હાય! આ અનિતી સહન થતી નથી. હે ઈશ્વર! તમે તેમનું શું બગાડયું છે, કે તમારૂં સર્વસ્વ લઈને પણ સંતોષ નહી પામતા તમારા પ્રાણના તરસ્યા થઈ રહ્યા છે?

વિનયચંદ્ર—વહાલી વિદ્યા, તેમાં તેમનો કાંઈ દોષ નથી. એ સઘળો મારા પ્રારબ્ધનોજ વાંક છે!

વિદ્યા—પ્રિય વિનયચંદ્ર, તમે હવે શું ઉપાય કરવા ધારો છો? હું ચોરીથી અત્રે આવી છું; માટે વધારે વખત રોકાઇ શકતી નથી. તમારા સુખને ખાતર આત્માર્પણ કરવા તૈયાર છું, પણ તમારા ઉપર કાંઇ નવી આફત આવેલી જોવાને રાજી નથી.

વિનયચંદ્ર—મીઠી વિદ્યા, સર્વ જગત મને દુઃખમય જણાય છે! મને કાંઈ ઉપાય સુઝતો નથી! તું કહે તેમ કરવા તૈયાર છું.

વિદ્યા—દુશ્મનોનું પ્રબળ વિશેષ છે, માટે મારી એવી ઇચ્છા છે કે થોડો સમય તમે કોઇ નિર્ભય સ્થાને જઇ રહો કે તેમનાથી તમારો વાંકો વાળ થાય નહીં. હૃદયેશ, તમારા વિયોગનું દુઃખ હું સહન કરી લઇશ, પણ નકરે નારાયણને તમારા ઉપર કાંઇ નવી આફત આવી પડે તો મારા પ્રાણ રહેશે નહીં!

વિનયચંદ્ર—શું કાંઈ નવી વાત બની છે?

વિદ્યા—ના, ના, એવું તો કાંઈ નથી, પણ તમારા ઉપર જે કાંઇ વિત્યું છે, તે સઘળું બ્રહ્મચારીજીથી મેં જાણ્યું છે; મારી માતુશ્રી પણ સઘળું જાણી ગઈ છે, પણ તે બિચારી તદ્દન નિરૂપાય છે. તેનું કાંઈ ચાલતું નથી કે તે કાંઈ કરી શકે.

બ્રહ્મચારીનું નામ સાંભળી વચમાંજ વિનયચંદ્ર બોલી ઉઠયો, “ બ્રહ્મચારીજી! કયાં? અને કયારે મળ્યા હતા?”

વિદ્યા–અફસોસ ! વહાલા ! બે દિવસ થયા તેઓ પણ મારા પિતાજીની કપટ જાળમાં ફસાઈ પડયા છે. પણ તેમને માટે તમે કાંઇ ફીકર કરશો નહીં. આજે હું તેમને જરૂર કેદમાંથી છોડાવીશ. મારા તથા મારી માતુશ્રીના ઉપર જે કાંઇ વિત્યું છે, તે તમેં તેમના મુખથી સાંભળશો.

વિનયચંદ્ર–મધુરી વિદ્યા ! આજે તેં મને વગર મુલ્યે ખરિદ કીધો છે !

વિદ્યા–તો વહાલા ! દામ આપી તમને કયારે ખરિદ કરવા આવી હતી ? પ્રિયતમ, તમે કોઈ પણ રીતે પટના જાઓ મારી માતુશ્રીએ તમારે સારૂ આ ચીઠ્ઠી આપી છે, તે લ્યો મારા મામા ત્યાં તમને સારી રીતે રાખશે. થોડા દિવસ ત્યાં શાંતીમાં રહેશો એટલામાં શ્રી જગદિશ્વરની કૃપાથી સર્વ સારાં વાનાં થશે !

વિનયચંદ્ર–મુગ્ધે ! ત્યારે તું તારી માતુશ્રીની આજ્ઞા લઈ મને મળવા આવી છે ?

વિદ્યા નહીં પ્યારા ! મારી માતુશ્રી વિમળા સાથે આ ચીઠ્ઠી મોકલતી હતી, તે મેં વિમળા પાસેથી લઇ લીધી; અને મારા પિતાજી આજે કાંઇ કામસર ભાગળપુર ગયલા હોવાથી ગંગા સ્નાન કરવાને બ્હાને મારી માતુશ્રીની આજ્ઞા લઇ છુપી રીતે આપને મળવા સારૂ આવી છું.

વિનયચંદ્ર—પણ વહાલી ! રાત્રિના સમયે એકલી આવી તે ઠીક નહીં !

વિદ્યા—હું એકલી આવી નથી. પાસેના ઘાટ ઉપર વિમળા બેઠી છે. પ્રાણેશ લો, આને પાસે રાખો; એમ કહી તેણે વિનયચંદ્રના હાથમાં એક થેલી મુકી.

વિનયચંદ્ર–મુગ્ધા, એ શું છે?

વિદ્યા–પ્રિયતમ, એમાં થોડાક પૈસા છે, તે સંભાળથી પાસે રાખજો. હાલના વિષમ વખતમાં તે કામ લાગશે.

કૃપા કરી તમે પટના જવા સારૂ નાવડી તૈયાર કરો, મારી વિમળાનો ગોપાળ તમને પોંહચાડવા સારૂ આવશે. તે મા દિકરો મારા વિશ્વાસુ છે, તેથી એ વાત કોઈના જાણવામાં પણ આવશે નહીં. એક વખત તમે નિર્ભયપણે પટના પહોંચી ગયા તો પછી દુશ્મનો જખ મારે છે!

વિનયચંદ્ર—પ્રિય વિદ્યા, એટલા બધા રૂપિયા તું કયાંથી લાવી. ?

વિદ્યા—પ્રાણેશ, એ રૂપિયા જયારે જયારે માતા પિતા તરફથી મને ખર્ચ સારૂ મળતા, ત્યારે ત્યારે ખર્ચ નહીં કરતાં એકઠા કીધેલા તે મારાં અહોભાગ્ય કે આજે ખરી વખતે કામ આવ્યા !

વિનયચંદ્ર—હૃદય લક્ષ્મી, મને રૂપિયાની શું જરૂર છે? હું તે લઇશ નહીં; તેમાંથી તારે સારૂ કાંઈ સુશોભીત અલંકાર કરાવજે.

વિદ્યા—( ઉદાસ થઇને ) નાથ, મને કપડાં તથા અલંકારની શું ખોટ છે ? વહાલા, સત્ય પુછો તો મારાં ખરાં આભુષણ રૂપ તો તમેજ છો ! તો પછી કૃત્રિમ દાગીનાની શી ગરજ ?

વિનયચંદ્ર—પણ હાય ! મારી પાસે તો ફુટી બદામ પણ નથી. તારા રૂપિયા ખર્ચાઈ જશે તો હું કયાંથી પાછા આપીશ ?

વિદ્યા—વાહ ! વાહ ! શાબાશ ! મેં શું કાંઇ સરાફી પેહડી ખોલી છે ? શું હું તમને કરજે નાણા ધીરૂં છું ? નહીં, વહાલા નહીં ! એમ માનો કે એ રૂપિયા તમારાજ છે, તે આજ દીન સુધી મને સાચવવા સારૂ આપ્યા હતા તે તમને જરૂર પ્રસંગે પાછા આપું છું.

વિનયચંદ્ર—વિદ્યાનો હાથ લઇ પોતાને હોઠે લગાડીને બોલ્યો, મારી મનમોહક વિદ્યા, હું તેવા કોઈ કારણથી ના કહેતો નથી, પણ હાય ! આજે મારૂં હૃદય ભેદાઈ જા-

ય છે! જે આશા રૂપી લતાને આજ સુપી પ્રેમરૂપી જળનું સીંચન કરી મારા હૃદયમાં રોપી હતી, તે આજે વિપત્તીને લીધે વિખુટી થવા માંગે છે! વહાલી, શું કહું? આજે મારો હૃદયાગ્નિ અતિ પ્રજવલિત થઈ ગયો છે, તે ઓલવાવો ઘણો કઠિન છે, મારી ખાત્રી છે કે એ અગ્નિમાં મારૂં હૃદય બળી ખાખ થઇ જશે! આખું જગત જેના ઉપર કોપાયમાન છે! દરિદ્રતાએ જેને કોડીની કિંમતનો બનાવ્યો છે! તેનો ભરોંસો શું? તેની આશા શું? (આટલું બોલતાં બોલતાં તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. થોડી વારે શાંત થઈ પાછુ બોલવા લાગ્યો:) વિદ્યા! મારી પ્રાણાધિક પ્રિય વિદ્યા! હું દરિદ્રી થઇ રાજ્યાસન મેળવવાની ઇચ્છા કરૂં, તે મારી મુર્ખાઈ નહીં તો બીજું શું? મનમાં મોટી મોટી આશા બાંધુ તે શું કદી પુર્ણ થઇ શકે છે? એવી ખોટી આશા તૃષ્ણા મનમાંથી કહાડી નાંખવા આ દુર્ભાગી જીવને ઘણો સમજાવું છું. પણ સઘળું વ્યર્થ! તે કેમે કર્યું માનતુંજ નથી. હાય! મારા ચિત્તને કેવી રીતે શાંત કરૂં? કેવી રીતે મારી હૃદયાગ્નિને ઠંડી કરૂં? (તેના ચક્ષુમાં પુન: અશ્રુ ભરાઇ આવ્યાથી લુછી નાંખી બોલ્યો) હું ધારતો હતો કે એક દિવસ જરૂર સુખી થઇશ! પણ હાય! મારા ભાગ્યમાં સુખ સરજાયલું નથી. વાહાલી, તું મારી આશા છોડી દે, અને સુખી થા! હું આ દુ:ખમય સંસારનો ત્યાગ કરીશ. પણ અહીં રહી તારા સુખના માર્ગમાં કંટક રૂપ થઇ પડીશ નહીં!

આ સાંભળી વિદ્યાના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો; પછી પોતે જાતજ શાંત થઈ ગદગદિત સ્વરે બોલવા લાગી—

"અહાહા? વહાલા, આ તમારી અર્થ રહિત વાતોનું શું પ્રયોજન? પ્રથમ તો કોઈ દિવસ તમે આવું કઠોર

ભાષણ કર્યું નથી. હાય! મારા કહેવાનો આપે જુદોજ અર્થ કર્યો ? પ્યારા વિનયચંદ્ર ! શું હું તમને, મને છોડી, સદાને માટે પરદેશ ગમન કરવાનું કહું છું ? અને એવું સમજીનેજ હું તમને અત્રેથી દુર કરૂં છું ? તમારા જુદા પડયાથી, અગર દેશ ત્યાગ કર્યાથી, હું સુખી થઇશ, એવું તમે માનો છો ? આજદીન સુધી આખા જગતમાં જો કોઇ પણ વસ્તુ મને સુખદાયક હોય તો તે તમેજ છો ? હાય ! પ્રાણ વિખુટા થવાથી કોઇ પણ સુખી થઇ શકે છે ? વ. હાલા, તમેજ મારા પ્રાણજીવન આધાર રૂપ છો, તો તમને છોડવાથી મારા પ્રાણ રહેશે ? એવો તમને વિશ્વાસ છે ? હું આપને અત્રેથી થોડો સમય દુર થવાનું માત્ર એટલા સારૂંજ કહું છું કે દુશ્મનોથી તમને કાંઇ આંચ આવી શકે નહીં. ત્યારે શું પ્રાણાધાર ! તમારા મનમાં મારો હમેશને માટે ત્યાગ કરવાનો વિચાર છે ? કદાપી તેમ હોય તો મારો ત્યાગ કરો ! અને પછી જો જો કે તમારી પ્રેમાંધ વિદ્યાની શું દશા થાય છે ? ”

બિચારી વિદ્યાથી આગળ બોલી શકાયું નહીં. તેનો કંઠ બંધ થઇ ગળું રૂંધાવા લાગ્યું. વિનયચંદ્રની પણ તેજ દશા હતી, પણ હૃદયને જરા કઠણ કરી શાંત થઇ વિદ્યાનાં આંસુ પોતાના છેડાવડે લુછી નાંખતાં બોલ્યો:—

“ મારી હૃદયેશ્વરી ! તારો શું હું ત્યાગ કરૂં ? હાય! ઇશ્વર મારો સાક્ષી છે કે મારા તનમાં, મનમાં, નેત્રોમાં અને રોમે રોમમાં તુંજ તુંજ છે ! જ્યાં સુધી આ દેહનો એક વાળ પણ અવશેષ, રહેશે ત્યાં સુધી તારો ત્યાગ કરી શકાશ નહી; પણ શું કરૂં લાચાર છું ! તારા પિતા મારા લોહીના તરસ્યા થઇ રહ્યા છે ! અને તું તેની પુત્રી છે, તો તેઓ તારો હાથ મને સોંપી તને મારી સર્વસ્વની અધિકારીણી થવા દે એ કેમ બને ?

વિદ્યા—પ્રાણેશ, આપે શું મારો હાથ પકડયો નથી ?

અને હજુ સુધી શું હું તમારી થઈ ચુકી નથી ? ત્યારે કહો ? મારા પાણીગ્રહણ અથવા લગ્નમાં ન્યુનતા છે ? પ્રિયતમ, વિવાહ એતો એક માત્ર લોકાચાર છે, તે થાય અગર નહીં થાય પરંતુ જ્યાં સુધી આ વિદ્યાના દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તે તમારીજ છે. તમે નિશ્ચય માનો કે રૂઢી અર્થાત લોકાચારથી હું તમારી ન થઈ શકું તો પણ જ્યાં સુધી મારા શરિરમાં પ્રાણ છે ત્યાં સુધી આ હાથ પ્રિય વિનયચંદ્ર સીવાય અન્યોના હાથમાં કદી જવાનો નથી! પ્રાણાધાર, તમે ગમે ત્યાં રહો ! પણ હું સર્વ રીતે તમારીજ છું. પ્રાણ ! યાદ કરો, બાળપણથીજ તમારી સંગતમાં રહી સંગે રમી, સંગે જમી. સંગે મોટી થઇ, સંગે વિદ્યાભ્યાસ કર્યો અને સંક્ષેપમાં રાત્રિ દિવસ તમારી છાંયારૂપ બની રહી, તો, જીવતાં જીવતાં આપને કેવી રીતે છોડી શકું ? મારૂં તન મન અને ધન સર્વસ્થ તમનેજ અર્પણ કરી ચુકી છું. હું જાણું છું કે તમારો વિયોગ મારાથી સહન થશે નહીં, તો પણ દુશ્મનોની પ્રપંચ જાળમાંથી મુક્ત થવા માટેજ મારી ખુશી છે કે ત્વરીત આ મોંગીરનું ર્હેઠાં કાળુ કરી પટના જાઓ. વહાલા, હું તમને કેવા ખરા દિલથી ચાહું છું એ કહી બતાવવું તે માત્ર બાહુલ્ય થશે, છતાં પણ કાળ-બળના યોગે આપના ક્ષેમકુશળ માટે તમારો અતિ વ્યથા-કારી વિયોગ સહન કરવા સીવાય અન્ય ઉપાય નથી. કારણ કે એક ક્ષણ પણ તમારૂં અત્રે રહેવું ભયરહિત નથી વહાલા, તમે પટના જાઓ; અને હું અત્રે સર્વ ગોઠવણ કરી પત્ર લખીશ, બ્રહ્મચારીને માટે કાંઇપણ ચીંતા કરશો નહીં; તેમને છોડવવાનો જુમ્મો હું માથે લઉં છું. મારા વહાલા, હવે મને રજા આપો, અને આપ આજેજ રાત્રિના અત્રેથી વિદાય થજો.

**વિનયચંદ્ર**—મારી મનોહારિણી વિદ્યા ! તારા કહેવા પ્રમાણે નહીં કરૂં એ શું સંભવે છે ? પણ હા ! કદાપી તારાં લગ્ન

તારા પિતાજી કોઈ અન્ય પુરૂષ સાથે કરે, તો મારી શું દશા થાય ?

વિદ્યા—નાથ ! એ શું બોલો છો ? હજુ મારો વિશ્વાસ આવતો નથી ? પવિત્ર અને કુળવાન કન્યાઓનાં શું બે વાર લગ્ન થાય છે ? હૃદય વલ્લભ, હવે મને રજા આપો, કારણ ઘેરથી નીકળે ઘણો વખત થયો છે.

વિનયચંદ્ર—હૃદયહારિણી, આ મુખથી તને જવાનું કેમ કહું ? મને એમ જણાય છે કે આપણો આ છેલ્લો મેળાપ છે. મારૂં મન શંકા કરે છે કે હવે પુનઃ વિદ્યાના મુખચંદ્રને નિહાળવાનો પ્રસંગ મળશે નહીં !

વિદ્યા—( અશ્રુપાત કરીને ) હા ! નાથ ! આજ દીન સુધી આ આ જગતમાં મેં કોઈનું મન દુખવ્યું નથી, કે જેના યોગે જગદીશ્વર બાળપણમાંજ મારાં સઘળાં સુખનો નાશ કરે. સાંભળો પ્યારા, તમે ગમે તે જગ્યાએ, ગમે તેવી દશામાં રહો, પણ ખાત્રી રાખજો કે હું હરેક રીતે તમારીજ છું ! તમે સારૂ છ માસે એકાદ પ્રેમપત્રિકા લખવા કૃપા કરશો બાર વર્ષે એક ક્ષણભરને માટે પણ આપના મુખારવિંદના દર્શનનો લાભ આપશો, તો એટલાથીજ હું મારાં ધન ભાગ્ય જાણી મારી જાતે સંતોષ પામી, મને પોતાને સર્વ રીતે સુખી સમજીશ ! પ્રાણનાથ, હું તમનેજ વરી છું ! ફક્ત તમારા પ્રેમનીજ ભુખી છું ! ધન દોલતની ભુખી નથી ! ઈશ્વર કૃપાથી તમે કદાપી રાજ્યાસન પામી રાજકન્યા સાથે લગ્ન કરો, તોપણ હું આપના ચર્ણારવિંદની દાસી થઈ રહીશ, અને કદાપી ( નકરે નારાયણ ) તમને અન્ન વસ્ત્રાદિકને સારૂ આ દુનીઆમાં ઘરેઘર ભટકવું પડે, તે સમયે પણ આપની સાથી થઇ રહીશ. કદાપી આ સંસારનો ત્યાગ કરી અરણ્યમાં પહાડોની ગુફામાં બેસી કંદ મુળ તથા ફળના આહાર કરી તપ આદરશો તો ત્યાં પણ હું તમારીજ સહધર્મચારીણી

થઇ રહી તમારા ચર્ણાવિંદની સેવા કરવામાં સ્વર્ગિય સુખ માનીશ. પ્રાણેશ્વર, હું હજી અજ્ઞાન છું તેથી મારા હૃદયનો ભાવ હું શબ્દોમાં આથી વિશેષ કેવી રીતે બતાવી શકું? હૃદય ધન, જુઓ, મારૂં હૃદય ચીરી જુઓ, ત્યારે આપને ખાત્રી થશે કે મારા અંતઃકરણના પટપર સદાને માટે અંકિત થયલી આપની પ્રેમમુર્તી પ્રાણાંતે પણ ભુસાવાની નથી. બીજું શું કહું ?

આટલું બોલતાંજ અશ્રુપાત કરતી વિદ્યા ઉઠી ઉભી થઈ. વિનયચંદ્ર પણ ઉઠયો. અને બન્ને જણ પરસ્પર હૃદય ઠારી રોવા લાગ્યાં. કેટલીકવાર પછી ઉભય શાંત થઈ અન્યોઅન્યના કંઠમાં કર ભેરવી પાસેના ઘાટ ઉપર જ્યાં દાસી વિમળા પોતાના દીકરા ગોપાળની સાથે બેઠી હતી ત્યાં આવ્યાં. વિદ્યાને જોતાંજ વિમળા ઉભી થઇ અને બોલી:—

વિદ્યા કુમારી હવે ઘેર ચાલો ઘણું મોડું થયું છે! હું એવું જાણતી હોત કે તમે આટલી રાત્રિ ગાળશો, તો હું કદાપી આપની સાથે આવત નહી. ચાલો ખેર! જે થયું તે ખરૂં!

વિદ્યા—વિમળા. ઘેર ગયા પછી મન ધરાઇને લડજે. ( ગોપાળ તરફ ફરીને ) ગોપાળ, તું તયાર છે કેની ? ત્હારે અત્યારે પટના જવાનું છે.

ગોપાળ—કુંવરીબાનો તાબેદાર છું. આપની અજ્ઞાનુંસાર વર્તવાને હમેશાં તૈયાર છું.

“ અરે આ શું થયું ?” વિનયચંદ્ર ઘણે મોટે અવાજે બુમ મારી ઉઠયો. જેનો ગભરાટ ભરેલો અવાજ સાંભળી વિદ્યા પણ ગભરાઇને બોલી:—

“ હેં ! શું થયું ? ”

વિનયચંદ્ર—( આંગળી બતાવીને ) સામુ જુવો આટલી

બધો પ્રકાશ શેનો જણાય છે ? ( સર્વની દ્રષ્ટિ તે તરફ ખેંચાઇ )

ગોપાળ—આ અજવાળું તો સરકારી ગઢની પાસે જણાય છે !

વિનયચંદ્ર—ભાઈ હવે ગઢ કેવો ? ખંડિયેરે કહેની ! આહાહા ! જુઓ; આગ લાગી હોય તેમ જણાય છે, કારણ કે ધુમાડાના ગોટેગોટ તથા અગ્નિના તણખા ઉડતા જણાય છે.

વિદ્યા—( ભય ચકિત થઈને ) શું ખંડિયેરમાં આગ?

વિનયચંદ્ર—હા દેખાય છે તો તેમજ ! ખેર ! ચાલો જે થાય તે ખરૂં ! સર્વ જણા ગભરાટમાં જલ્દીથી પગ ઉપાડતાં કીનારે કીનારે ચાલવા લાગ્યાં, અને જ્યારે ખડિયેર થોડે દુર રહ્યું ત્યારે તે સર્વે ખંડિયેરને ભયંકર આગ લાગેલી જોઈ સ્તબ્ધ થઈને ઉભાં રહ્યાં.

વિદ્યા—( રડતા અવાજે ) હાય ! હાય ! આતો તમારાજ ખંડિયેરમાં—

વિનયચંદ્ર—પ્રિય વિદ્યા, એ પણ ઘણું સારૂં થયું ! ગભરાવાનું કાંઇ પ્રયોજન નથી. મારૂં સર્વસ્વ તો ગયુંજ હતું. માત્ર આ એક ખંડિયેર બાકી હતું; તે પણ ઈશ્વરે મારા ઉપર આજે મોટી કૃપા કરી બાળી ખાખ બનાવી મારા હૃદયમાથી તેનું પણ દુઃખદાય સ્મરણ દુર કીધું.

વિદ્યા કાંઇ બોલવા જતી હતી. એટલામાં એકાએક પાંચ સાત માણસો હથીઆર સહિત મ્હોંડા ઉપર જાળીદાર રૂમાલ નાંખેલા, પાછલથી આવી વિદ્યાને ઉંચકી લઈ બળ પુર્વક પાળખીમાં નાંખી બંધ કરી, અને વિમળાને પણ મુસકેટાટ બાંધી લઈ ચાલતા થયા, ગોપાળે સામા થવા પ્રયત્ન કર્યો, પણ સામી બાજુએ ઘણા માણસો અને વળી હથીઆર સહિત હોવાથી તેનું કાંઇ ચાલ્યું નહી.

ઉલટો લાકડીનો એક ઝપાટો લાગવાથી તે બેશુદ્ધ થઇ જમીન ઉપર પડયો. પણ વિનયચંદ્રને કાંઇ ઇજા કરી નહીં.

## પ્રકરણ ૯ મું.

### અચિંત્ય આપત્તિ—સહાયતા.

ઉપલો બનાવ બન્યાપછી વિનયચંદ્ર થોડીવાર સુધી તો ભય ચકીત થઇને ત્યાંજ ઉભો રહ્યો. અંતે શાંત થયા થી હાથમાં ગંગાજળ લઇ ગોપાળના મુખ ઉપર છાંટવા લાગ્યો. તથા થોડું જળ તેના મુખમાં રેડયું. તેથી તે ધીમેથી આળસ ખાઇ નેત્રો ઉઘાડી બેઠો થયો, અને વિનયચંદ્ર તરફ જોઇને બોલ્યો—

" આથી દીવાનજીના દુષ્ટ કૃત્યની તો આપને ખાત્રી થઇ હશે? હવે શી આજ્ઞા છે? ચાલો જલ્દીથી પટના જવા સારૂ તૈયારી કરીએ, નહીં તો તે દુષ્ટ નિમક હરામીની પ્રપંચ જાળના ભોગ થઈ પડશો.

વિનયચંદ્ર—પ્રથમ તું કહેતો ખરો; કે તને કાંઇ સખ્ત ઈજા થઇ છે?

ગોપાળ—નહીં, મને કાંઇ ઇજા થઈ નથી. માટે ચાલો આપણે સત્વર તૈયાર થઈએ.

વિનયચંદ્ર—ભાઇ, જ્યાં સુધી વિદ્યાને લઈ જનાર દુષ્ટો કોણ હતા? અને તેઓ તે નિર્દોષ બાળાને શા કારણથી અને કયાં લઇ ગયા છે? તેની પાકી ખાત્રી થાય નહીં, ત્યાં સુધી હું કયાં જઈશ? શું કરીશ? તે કાંઇ નિશ્ચય પણે કહી શકતો નથી.

ગોપાળ—શું આપ ઓળખી શકયા નથી કે તે દુરાત્મા દિવાન કપટસીંહના માણસો હતા? પોતાના મોંહડા છુપાવવાને જો કે તેઓએ ઘણી કોશીશ કરી હતી, છતાં

પણ હું તેમને ઓળખી શકયો છું.

વિનયચંદ્ર તું તેમને ઓળખી શકયો તે વાત કદાપી ખરી હોય, પણ તે દુષ્ટો તેને દુઃખથી રીબાવી તેના જાનનું જોખમ કરે તો ?

ગોપાળ—એ બાબતનો વિચાર કરવાનો હાલ સમય નથી. હાલ તો આપના પોતાના પ્રાણ જોખમમાં છે, તે બચાવવાનો ઉપાય કરવાનો છે. તે હરામખોરો મારી માને પણ ઉપાડી ગયા છે, છતાં હું તેનો બિલકુલ શોક કરતો નથી. કારણ કે તે ઘણી ચતુર છે તેથી પોતેજ પોતાનો છુટકારો કરી લેશે. હું આપને ફરીથી આગ્રહ પુર્વક વિનંતી કરૂં છું કે બનતી તાકીદે મોંગીરનો ત્યાગ કરી પટના જવું જોઇએ. પછી તો આપની ધ્યાનમાં આવે તે ખરૂં !

વિનયચંદ્ર—ગોપાળ, તારૂં કહેવું ખરૂ છે. પણ આ વખતે મારી અક્કલ કામ કરતી નથી. હાય ! મારે ખાતર જયારે બિચારી વિદ્યાની આવી દુર્દશા થઇ તો મારૂં જીવવું વૃથા છે. ( એક લાંબો નિશ્વાસ નાંખી ) ચાલ ભાઇ, એક વાર છેલ્લી વખતે મારા બળી ખાખ થયલા ખંડિયેરને નજરે નિહાળી આ અભાગી નેત્રોને તૃપ્ત કરૂં. વિધાતાએ જયારે મારૂં સર્વસ્વ નાશ કર્યું છે, તો પછી મને શાની ચીંતા છે? એમ કહી ખંડિયેર તરફ જતાં જતાં બબડવા લાગ્યો “દિવાનજી ! એકદમ આવી મારૂં શીર છેદી આપનું હૈયું શા માટે ઠંડું કરતા નથી ? બિચારી નિર્દોષ બાળા ઉપર આપનો દુષ્ટ હાથ શા માટે ઉપાડો છો ? તેનો કાંઈ દોષ નથી પણ સર્વ અપરાધ મારોજ છે. ”

આવી રીતે લવતો અને આક્રંદ કરતો વિનયચંદ્ર પોતાના બળતા ખંડિયેર પાસે આવી પોંહચ્યો. ગોપાળ પણ તેની સાથેજ હતો. વિનયચંદ્રે ખંડિયેર તરફ નજર કરી જોયું તો તેની ચારે બાજુએ ભયંકર અગ્નિને લીધે

જવાળા મુખી પહાડ જેવું જણાયું, આહાહા ! પૃથ્વી ફાટી ને કોઇ જવાળા મુખી પર્વત જાણે પ્રગટી નીકળ્યો નહીં હોય ! એવો. તે ખડિયેરનો દેખાવ ભયંકર લાગતો હતો. અગ્નિના તણખા ખંડિયેરથી દશ બાર હાથ ઉંચા ઉડતા જણાતા હતા. અને ચોપાસ વીસ પચીસ હાથ દુર સુધી તેની જવાળા ઉડતી હતી. એવી તે ભયંકર અગ્નિ પ્રગટી હતી. વિનયચંદ્ર તે ખંડિયેરની ત્રણ બાજુએ જાણે પ્રદક્ષિણા ફરતો હોય તેમ ફર્યો, અને ચોથી બાજુ ગંગાના કીનારાની એટલી તો નજીક હતી, કે ત્યાં ઝાળ લાગવાની હીકથી જઇ શકાય તેમ નહોતું.

મધ્યરાત્રી વીતી ચુકી હતી. વળી અંધારી રાત અને ચારે બાજુએ શાંતી પ્રસરી રહી હતી, તેવે સમયે અગ્નિએ એવું તો ભયાનક સ્વરૂપ ધારણ કર્યું હતું કે જેનો ખ્યાલ બિચારા વિનયચંદ્રના દુઃખી અંતઃકરણ સીવાય અન્ય કોને આવી શકે ?

વાંચનાર ! અંધારી રાત્રિને લીધે તે અગ્નિ એથી પણ વધારે ભયંકર જણાતી હતી. અને દિવાન રામલોચનની કૃપાથી કોઇ મુવું જીવતું પ્રાણી પણ આગ બુજાવવાને મદદ કરવા સારૂ આવ્યું નહોતું; તેથી પ્રથમ તો અગ્નિ દેવે પોતેજ વિરાટ સ્વરૂપ ધારણ કરી છેવટે જાતેજ શાંતી ધારણ કરી.

ખંડિયેરની ત્રણ બાજુએ ફરતાં એક બાજુએ સુકા ઘાસની ચાર પાંચ પુલીઓ અને ગ્યાસતેલનો એક ડબ્બો વિનયચંદ્રના જોવામાં આવ્યો, તેથી તે ગોપાળને બતાવતાં બોલ્યોઃ—

“ગોપાળ જે વાતનો મને સંશય હતો તેનો આથી નિર્ણય થાય છે કે આ ખંડિયેરને આગ લાગી તે પણ દિવાનજીની અમી દ્રષ્ટીનુંજ ફળ છે.”

ગોપાળ તે ઘાસની પુળીઓ તથા ગ્યાસતેલનો ડબ્બો

વીગેરે જોઈ આશ્ચર્ય પામી બોલ્યો “ ઈશ્વરનો ઉપકાર માનો કે, હજુ સુધી તેની કૃપાથી તે દુષ્ટની ઈચ્છાનુસાર આપના એક વાળને પણ હાની પોંહચી નથી; ડહાપણ ભરેલું એજ છે કે આપના નશીબ ઉપર, તેમજ તે મહાન કૃપાળુ જગ દિશ્વર ઉપર ભરોંસો રાખી, જેમ બને તેમ જલ્દી અત્રેથી વિદાય થવું જોઈએ.”

વિનયચંદ્ર ગોપાળને કાંઇ કહેવા જતો હતો, એટલામાં ચાર ઘોડેસ્વારો પુર જોસમાં પોતાના ઘોડા દોડાવતા તેની નજીક આવી પોંહોચ્યા; તેમાંથી જે સ્વાર સર્વની આગળ ચાલતો હતો; અને દેખાવ ઉપરથી તે સર્વના સરદાર જેવો જણાતો હતો, તે પ્રથમ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એકવાર વિનયચંદ્રને પગથી માથા સુધી નીહાળીને જોયા પછી, પેલા અગ્નિનના પાહાડ તરફ નજર ફેરવી પુનઃ વિનયચંદ્ર તરફ જોઇ પુછ્યું—

“ તમારૂં નામશું ? ”

વિનયચંદ્ર તે સ્વારોને અને વિશેષ કરીને તેમના સર દારને જોઇને ! પ્રથમતો મુંઝવણમાં પડયો, કે તે લોકોને શત્રુ ગણુવા કે મીત્ર ! પણ તેમની વર્તણુક ઉપરથી તેનું મન તેને શાક્ષી પુરતું હતું કે તેઓ શત્રુ હોઈ શકે નહીં ગમે તેમ હોય, પણ પોતાનું ખરૂં નામ આપવાનો નીશ્ચય કરી મન દ્રઢ રાખી બોલ્યો:—

“ મારૂં નામ વિનયચંદ્ર છે. ”

સરદાર શું સ્વર્ગવાસી માહાત્મા રાજા નીતીચંદ્રના તમે પુત્ર છો ? શું તમારાજ તરફથી બ્રહ્મચારી રામાનંદજી મહારાજે નામદાર સરકારને અરજ કરી છે ?

વિનયચંદ્ર—જી હા ! હુંજ તે સ્વર્ગવાસી પિતાનો ભાગ્ય હીન પુત્ર છું. પણ બ્રહ્મચારી રામાનંદજીએ સરકારમાં કયારે અરજી કરી છે, તેની મને ખબર નથી.

સરદાર—ભાઇ વિનયચંદ્ર, તમારા સ્વર્ગવાસી પિતાજી મારા પરમ સ્નેહી હતા; તેથી મને તમારો હીતચિંતક સમજી હાલ મારી સાથે ચાલો, અને આગળ ઉપર શું કરવું ? તે પછી થઇ રહેશે.

આ સાંભળી વિનયચંદ્ર તે સરદારને પગે પડી બોલ્યો " આજથી આપને મારા પિતાજીની જગ્યાએ ગણી આપનો શરણાંગત છું. "

સરદાર વિનયચંદ્રને ઉઠાડી તેને ભેટી કરી સ્નેહ પુર્વક બોલ્યો-" સઘળી દુનીઆ તે મહાન કૃપાળુ જગત કર્તાને શરણે છે. તમે કાંઇ ફીકર કરશો નહીં. સરકાર તમારો યોગ્ય ન્યાય કરશે. અને જ્યાં સુધી તમે તમારા સ્વર્ગસ્થ પિતાજીની સર્વ સંપત્તિ પાછી મેળવો નહીં ત્યાં સુધી ઘર તમારૂંજ સમજજો.

વિનયચંદ્ર-હું આપનો આજ્ઞાંકિત છું. આપની સાથે આવવા તૈયાર છું. ( ગોપાળ તરફ ફરીને ) તું જા, અને આ ચીઠ્ઠી તથા રૂપીઆની થેલી વિદ્યાને પાછી આપી તેની તરફના સમાચાર લઇ કલકત્તે આવજે એમ કહી વિદ્યાની માએ આપેલી ચીઠ્ઠી તથા રૂપીઆની થેલી ગોપાળને સોંપી સરદાર તરફ ફરીને બોલ્યો " મારો માણસ કલકત્તે આપને ઘેર શી રીતે આવી શકશે ? "

સરદાર-કલકત્તામાં શેઠ અમીચંદનું ઘર પુછતાં કોઇ પણ બતાવશે.

પછી વિનયચંદે ગોપાળને સર્વ વીગત સમજાવી વિદાય કરી પોતે શેઠ અમીચંદની સાથે જવા તૈયાર થયો. એક સ્વારે ઘોડા ઉપરથી ઉતરી પછી તેના ઉપર વિનયચંદ્રને બેસાડયો, અને સર્વ જણા ગંગા કીનારે પુલ તરફ જવા લાગ્યા.

પ્રિય વાંચક વર્ગને યાદ તો હશેજ કે આજે વિનય-ચંદ્રના પેટમાં અન્નનો એક દાણો પણ ગયો નહોતો !



## પ્રકરણ ૧૦ મું.

---

### વિઘ્ન

વિદ્યા જે દિવસે વિનયચંદ્રને મળવા સારૂ ગંગા કીનારે ગઈ હતી તથા વિનયચંદ્રનું ખંડિયેર આગથી બળી નાશ થયું હતું તે દિવસે દિવાન કપટસીંહ ઘેર હતો નહી. તે કાંઇ કામસર ભાગલપુર ગયો હતો, અને વિદ્યા તથા વિનયચંદ્રનો કોઇપણ રીતે મેળાપ થવા પામે નહીં તેવો પાકો બંદોબસ્ત રાખવા પોતાના વિશ્વાસુ હુસેનખાંને સખ્ત હુકમ આપી ગયો હતો. જો દિવાન કપટસીંહની ગેરહાજરી હોત નહીં તો, વિદ્યા વિનયચંદ્રને આવી છુપી રીતે મળવા જવાની કદાપી હીંમત કરતે નહીં. પણ પીતાની ગેરહાજરીથી નિર્ભય થઈ ઘડી દોહડ ઘડી રાત્રિ વીતતાં સર્વ શાંત થયેલું જોઇ પોતાની માતુશ્રી પાસે ગંગા સ્નાન કરવાનું બ્હાનું કાહાડી વિમળાને સાથે લઈ બાગના પાછલા દ્વારથી બહાર નીકળી વિનયચંદ્રને મળવા સારૂ ગઇ હતી. પણ આવી રાત્રિના સમયે વિમળાની સાથે બાગના પાછળના દરવાજેથી વિદ્યાને બાહાર જતાં એક નોકરે જોવાથી તેણે દોડતો દોડતો આવી વિદ્યાની માતાને તે હકીકત કહી. તેથી વિદ્યા પોતાની આજ્ઞા લઇને ગંગા સ્નાન કરવા ગઇ છે એવું તેણે કહ્યું. ગૃહીણીનો આવો જવાબ સાંભળી નોકર પાછો જતો હતો તેને બોલાવી વિદ્યાની માતાએ કહ્યું કે " જ્યાં સુધી વિદ્યા ગંગા સ્નાન કરી પાછી ફરે નહીં ત્યાં સુધી વાડીના દરવાજા ખુલ્લા રાખી તું ત્યાં બેસજે "

નોકરનું નામ ગણેશ હતું; તે પોતાની શેઠાણીના હુકમ મુજબ વાડીના દરવાજા ખુલ્લા રાખી રાહ જોતો બેઠો હતો. આશરે દશ વાગ્યાના સુમારે હુસેનખાં ઘરની ચારે બાજુએ તપાસ કરતો કરતો બાગમાં જે દરવાજે ગણેશ દ્વાર ખુલ્લાં

રાખી ઝોકાં ખાતો વિદ્યાની પાછા ફરવાની રાહ જોતો બેઠો હતો, ત્યાં આવી પહોંચ્યો. તેણે ગણેશને બાગના દરવાજા ખુલ્લા રાખી ઉંઘતો જોઇ ક્રોધીત સ્વરે પુછયું.

" કેમરે બેવકુફ ! આટલી રાત્રે દ્વાર ખુલ્લાં રાખી શા માટે ઉંઘતો બેઠો છે ? "

હુશેનખાંની બુમથી ગણેશ જાગી ઉઠયો, અને આંખે ચોળતો ઉભો થઇ જોયું તો હાથમાં ફાનસ સહીત કેટલાક માણસો સાથે હુશેનખાંને પોતાની સામું ઉભેલો જોયો. હુશેનખાંના ફરી પુછવાથી તે બોલ્યો કે–" વિદ્યા બ્હેન ગંગા સ્નાન કરવા સારૂ ગયા છે. તેમના પાછા ફરતાં સુધી અત્રે બેસવાનો શેઠાણીનો હુકમ છે. "

હુશેનખાં–( આશ્ચર્ય ચકીત થઇને ) શું કહ્યું ? વિદ્યા કુમારી રાત્રિના સમયે ગંગા સ્નાન કરવાં ગઇ છે ?

ગણેશ–હા, વિમળા પણ સાથે છે.

હુશેનખાં–આહા ! બાઇ સાહેબે તો દાટ વાળ્યો. દિવાન સાહેબને હું શું મોંહડું બતાવીશ ! રાત્રિના સમયે પાછલે રસ્તે ગંગા સ્નાન કરવા જવામાં કાંઇપણ ગુપ્ત ભેદ હોવો જોઇએ. બાઇ સાહેબની સમજ ઉપર પાણી ફરી વળ્યું હોય તેમ જણાય છે ! નહીં તો રાત્રિના સમયે માત્ર એકજ દાસીની સાથે વિદ્યા કુમારીને એકલી બાહાર જવા દે ? જો ગંગા સ્નાન કરવાને બ્હાને જવામાં કાંઇ અન્ય ગુપ્ત ભેદ ના હોત તો પાલખી મસાલ તથા સીપાઇઓ સાથે લીધા વગર એકલી જાત નહીં.

હુશેનખાં આ પ્રમાણે સંકલ્પ વિકલ્પ કરતો હતો, તેવામાં એક દાસીએ ગણેશને બુમ મારી કહ્યું કે " બે કલાક થઇ ગયા છતાં વિદ્યા બ્હેન ગંગા સ્નાન કરી પાછાં ફર્યાં નથી, માટે ફાનસ લઇ તપાસ કરવા જવાનો બા સાહેબે હુકમ કીધો છે. "

હુશેનખાં–( અધીરાઇથી ) શું બે કલાક થઇ ગયા છે?

દાસી–હા, તેથી પણ વધારે સમય થયો છે.

હુશેનખાં–( કાંઇ વિચાર કરી ) ઠીક બાઈ સાહેબને કહે કે હું જાતેજ તપાસ કરવા સારૂ જાઉં છું.

એમ કહી હુશેનખાં પાલખી અને મસાલ તૈયાર કરાવી કેટલાક માણસોને સાથે લઇને વિદ્યાની તપાસ કરવા સારૂ ગયો.

આ તરફ દાસીએ આવી વિદ્યાની માતાને હુશેનખાં શોધ કરવા ગયો છે એવા સમાચાર આપ્યા. ત્યારે તે ઘણું કલ્પાંત કરવા લાગી. અને બોલી કે "જુલમ થયો! હુશેનખાં ઘણો નીચ અને દુષ્ટ સ્વભાવનો છે ને જરૂર સર્વ હકીકત દિવાનજીને નિવેદન કરશે તેથી મારી લાડકી વિદ્યાના કોણ જાણે કેવા હાલ થશે? હે ઇશ્વર! મારા ઉપર ગમે તેવું દુઃખ આવી પડશે તે હું સહન કરી શકીશ, પણ મારી સુશીલ પુત્રી ઉપર કાંઇ વિપત્તિ આવવા દઇશ નહીં. હાય! મારીજ ભુલ થઇ કે મેં રાત્રિના સમયે તેને એકલી જવા દીધી. ખેર! જે થાય તે ખરૂં! હવે કલ્પાંત કરે શું વળ વાનું હતું?

વાહલા વાંચનારને યાદતો હશેજકે વિદ્યાનીતપાસમાં નીકળેલો હુશેનખાંતથા તેની સાથેના માણસો વિનયચંદ્રનાબળતા ખંડિયેર નજીક એકાએક પાછલથી આવી વિદ્યાને પાલખીમાં નાંખી તથા વિમળાને મુસ્કેટાટ બાંધી લઇ ગયા હતા.

ઘેર પોંહચ્યા બાદ હુશેનખાં એક દાશીને વચમાં રાખી તેની મારફત વિદ્યાની માતા સાથે તેના ઓરડાની બાહર ઉભો રહી વાત ચીત કરવા લાગ્યો.

હુસેનખાં–આપને સારી પેઠે માલમ છે કે વિદ્યા કુમારી તથા વિનયચંદ્રનો કોઇપણ રીતે મેળાપ થવા પામે નહીં, તેવો બંદોબસ્ત રાખવા દિવાનજી સાહેબનો મને સખ્ત હુકમ છે. તો પછી આપે શું સમજીને રાત્રિના સમયે વિદ્યા

કુમારીને એકલી તે નિર્ભાગી છોકરાની પાસે જવાની રજા આપી ? એ સઘળી હકીકત દિવાનજીને કાને પોંહચશે તો પછી આપના તથા વિદ્યા કુમારીના શા હાલ થશે ?

વિદ્યાની માતા—મારી ભુલ થઇ તો ખરી પણ હવેથી તેવી ભુલ નહી થવા પામે. કૃપા કરી આ વાતની દિવાનનજીને જાણ થાય નહીં તેવી યુકતી કરશો તો આપનો આભાર કદી ભુલીશ નહીં.

હુશેનખાં—એ વાત છુપી રહેવી ઘણી કઠીન છે કારણ આપ જાણો છો કે જે વાત સેંકડો માણસો જાણે છે તે મારી છુપાવેલી શી રીતે છુપી રહી શકશે ?

વિદ્યાની માતા—શું તમને મારા કહેવા ઉપર તથા મારી ગરીબ ગાય જેવી સુશીલ પુત્રી ઉપર બીલકુલ દયા આવતી નથી ? તમે ધારો તો શું એ વાત છુપી રહી શકે નહી ?

હુશેનખાં —આપ એવું બોલો નહીં હું મારા ધર્મના પવિત્ર કુરાનના સોગન ખાઇને કહું છું કે મારે મોંહડેથી પ્રથમ એ વાત હું દિવાનજીને કહીશ નહીં. પણ અન્ય કોઇથી તેમના જાણવામાં આવશે અને તેના ખરા પણા બદલ મને પુછવામાં આવશે તો લાચાર ! હું બીજો શો જવાબ આપીશ ?

વિદ્યાની માતા હવે એ સંબંધી આપને વધારે કહેવું મને યોગ્ય લાગતું નથી પણ સંક્ષેપમાં એટલુંજ કહું છું કે જેમ બને તેમ એ વાતને છુપાવવાની કોશીશ કરશો. વિદ્યા હજી અજ્ઞાન છે અને બાળપણથીજ તે વિનયચંદ્ર સાથે હસ્તી રમતી મ્હોટી થઇ છે, તેથી તે કદાપી આ વખતે વિનયચંદ્રને મળવા ગઇ તેમાં નુકશાન શું થયું ?

હુશેનખાં —( જરા ગુસ્સાથી ) નુકશાન શું થયું ? એ વાતનો જવાબ તો ફકત દિવાનજી સાહેબજ આપી શકશે.

ખેર ! હું મારાથી બનતી તજવીજે આત્મરક્ષણી રાખવાનો પ્રયત્ન કરીશ પણ કોઇ રીતે આપનાથી બંધાનો નથી.

વિદ્યાની માતા—( ક્રોધથી ) વારૂ કાંઇ ફીકર નહીં ! તારાથી થાય તે કરી લેજે; મારી વિદ્યા જો નિર્દોષ છે તો પછી તારા જેવા એક દુષ્ટ અને ક્ષુદ્ર પ્રાણીયો તેનો એક વાળ પણ વાંકો થવાનો નથી. ફકત ઈશ્વરની અવકૃપા ન થવી જોઇએ.

એમ બોલતી બોલતી તે મહેલની અંદરના ભાગમાં ચાલી ગઇ. દાસી પણ દ્વાર બંધ કરી તેની પાછળ ગઇ અને હુશેનખાંએ ક્રોધવશ થઈ ત્યાંથ પોતાની બેઠક તરફ જતાં જતાં સવથા પેહેલા એ વાત દિવાનજીને કહેવા । નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### વાત્સલ્ય પ્રેમ.

પાછલા પ્રકરણમાં જણાવેલી સર્વે વાત પોતાની માતા તથા હુશેનખાંની વચમાં થતી અક્ષરે અક્ષર વિદ્યાએ બારણાની પાછલ ઉભા રહી સાંભળી હતી અને જો કે તે બન્ને વચ્ચે થતી વાત પુરી થઇ હતી તો પણ તે જયાંની ત્યાંજ રોતી સ્તબ્ધ થઇ ઉભી રહી હતી; એટલામાં તેની માતા ત્યાં આવી પહોંચી અને તેને આવી હૃદય સુન્ય સ્થિતીમાં ઉભેલી જોઇ તેનુ કારણ સમજી તેને પોતાની છાતી સરસી ચાંપી તેનો હાથ ઝાલી પોતાની ઓરડીમાં તેડી ગઇ અને રોતી છાની રાખી દિલાસો આપી કહેવા લાગી—

" પુત્રી, તારે વિનયચંદ્રને મળવા જવું હતું, તો મને ખરૂં કેમ કહ્યું નહીં ? જે રસ્તે તું ત્યાં ગઈ તેજ રસ્તે હું

તેને કોઈ પણ યુકિતથી અહીં બોલાવ્યા, જેથી તે વાત કોઈના જાણવામાં પણ આવતી નહીં. આ વાતની તારા પિતાજીને ખબર થશે તો શા હાલ થશે ? હુશેનખાં ઘણો દુષ્ટ અને પાજી સ્વભાવનો છે તેથી તે દુરાત્મા સર્વ હકીકત તારા પિતાજીને કહ્યા વગર રહેવાનો નથી. ”

આટલું સાંભળતાંજ વિદ્યા ધ્રુસકે ધ્રુસ્કે રડી પડી અતિશય આક્રંદ કરતી પોતાની માતાને પગે પડી. તેની માતા તેને ઉઠાડી તેના અશ્રુ લુછી નાંખી આશ્વાસન આપતી બોલી

મારી લાડકી રડીશ નહીં ! શાંત થા ! જે થવાનું હશે તે થશે ! પણ કહેતો ખરી કે વિનયચંદ્રની શું સ્થિતી છે.

વિદ્યા–( ગદ ગદીત કંઠે ) મારી વાહાલી માતા ! હવે ફરીથી વિનયચંદ્રને મળી શકીશ કે નહીં તે અનિશ્ચીત છે. તે આજે આ અભાગી સ્થળ છોડી વિદાય થયા છે તેથી તે કદી પણ અત્રે આવનાર નથી, અને હું તેને મળવા જવાની નથી. બસ જે કાંઇ થવાનુ હતું તે આજ પુરૂં થયું છે. તે એટલે સુધી કે આજ દિન સુધીની તેની જે કાંઇ સંપત્તિ બાકી હતી તે સર્વ પણ બળી ખાખ થઇ નાશ પામી !

વિદ્યાની માતા ( ગભરાઇને ) શું કહ્યું ? શું બળી ખાખ થઈ ગયું ?

તે ઉપરથી વિદ્યાએ વિનયચંદ્રના ખંડીયેરમાં અગ્નિ પ્રગટયાની તથા તે બુજવવાની મદદને સારૂ ગામનુ કોઇ પણ મનુષ્ય આવ્યું નહોતું વીગેરે સઘળી હકીકત રડતાં રડતાં કહી સંભળાવી, જે સાંભળતાં તેની માતા ઘણુંજ કલ્પાંત કરવા લાગી, પણ છેવટે ઉભય શાંત થયા પછી તેની માતા બોલી

“ વિમળા સાથે મેં જે ચીઠી વિનયચંદ્રને મોકલી હતી તે તેને પોહચી કે નહીં ? અને તે પટના જશે કે કેમ ?

વિદ્યા—હા, ચીઠ્ઠી તેમને મળી છે; આજને આજ મોંગીર છોડી પટના જવા સારૂ મેં તેમને ઘણા આગ્રહથી સમજાવ્યા છે, અને તેમને નિર્ભય પણે પોહચાડી આવવા સારૂ ગોપાળને પણ સાથે જવા સારૂ કહ્યું છે.

વિદ્યાની માતા—ગોપાળને સાથે મોકલ્યો તે તેં ઘણું ડાહાપણનું કામ કર્યું, કારણ તેનાથી વિનયચંદ્ર નિર્ભય રીતે પટના પોંહચ્યાના સમચાર આપણને મળશે. પણ અરે ! અફસોસ ! ચીઠ્ઠીની સાથે વાટ ખરચી સારૂ સો રૂપીઆ મોકલવાના મેં કાહાડી રાખ્યા હતા તે મોકલવા રહી ગયા! હવે કેમ થશે? તે પટના કેવી રીતે પોંહચશે ? તે બિચારા પાસે શું હશે ? એકવાર પટના પોંહચ્યા પછી તો તેને કાંઈ દુઃખ નથી ! કારણ તે સંબંધમાં તો મેં તારા મામાને ઘણું લખ્યું છે. પણ રસ્તામાં તેનું શું થશે ?

ઉપલી સઘળી વાત વિદ્યાએ ઉદાસ હોવાનું ડોળ ઘાલી સાંભળ્યા કીધી, પણ પોતે પોતાના પ્રિયતમને વાટ ખરચી સારૂ રૂપીઆ આપેલા છે એમ કબુલ કીધું નહીં, અને બોલી “ હા ! ખર્ચીની તો જરૂર મુશ્કેલી પડશે ! એનની પાસે છે શું ? ”

ઉપલી વાતમાં કેટલી સત્યતા હતી તે તો અમારા વાંચક વર્ગની સારી પેઠે વિદિતજ છે.

વિદ્યાની માતા—ખેર ! ઈશ્વરેચ્છા બળવાન છે; તેની મરજી મુજબ થયું અને થશે; હવે રાત્રિ ઘણી વિતી ગઇ છે, માટે તું વાળુ કરી સુઇ જા.

વિદ્યા—માતુશ્રી મને ખાવાની બીલકુલ રૂચી નથી તેથી ખાઇશ નહીં, અને અહીં ઘણી ગરમી હોવાથી હું દક્ષિણ બાજુના ઓરડામાં સુઇ રહીશ.

વિદ્યાની માતા—( કાંઇ વિચાર કરી ) તારી મરજી પડે ત્યાં સુઇ રહેજે, પણ કાંઈ ખાતો ખરી !

વિદ્યા—નહીં માતા આજે હું કાંઈ ખાઇશ નહીં.

વિદ્યાની માતાએ ખવડાવવા સારૂ તેને ઘણો આગ્રહ કીધો, પણ તેણે માન્યું નહીં, અને બહાર આવી ઉપર કહેલા ઓરડામાં બત્તી મુકવા દાસીને આજ્ઞા આપી

પ્રિય વાંચનાર ! વિદ્યાના નહીં ખાવાનો ભેદ તેની માતાથી ગુપ્ત રહી શકયો નથી. પોતાના પ્રિયતમના વિરહથી તે વ્યાકુળ હતી, તેથી તેના મોંહમાં અન્ન કેવી રીતે પેશી શકે વારૂ ? પુત્રીના નહીં ખાવાથી માતાએ પણ કાંઇ ખાધું નહીં; આર્ય માતાઓના વાત્સલ્ય સ્નેહની બલીહારી છે ! દાસીએ આવી બત્તી ચેતાવ્યાની ખબર આપવાથી વિદ્યા દક્ષિણ તરફના ઓરડામાં ગઈ, અને તેની માતા પોતાના શયન ગૃહમાં અસ્વસ્થ હાલતમાં ફરવા લાગી, અને પોતાના મનમાં કહેવા લાગી "મારી વહાલી પુત્રી ! તે પરમ કૃપાળુ ઇશ્વર કયારે તારા ઉપર કૃપા કરી તારી આશા પરીપુર્ણ કરી, તને સુખી કરશે ?"

વિદ્યા પલંગ ઉપર સુતી હતી, અને વિમળા તેના પગ દાબતી હતી તે ધીમેથી બોલી કે—વિદ્યા બહેન હવે શું થશે ? દુષ્ટ હુશેનખાં સર્વ હકીકત સરકારને જાહેર કરી દેશે.

વિદ્યા—( ગુસ્સાથી ) કહેવા દે ! હું જોઉં છું કે મારો વાંકો વાળ કોણ કરનાર છે ? જેને પોતાના પ્રાણની દરકાર નથી, તેને કોનો ડર છે ?

વિમળા–( ધ્રુજતી ) પણ મારા શા હાલ થશે ? મારી તો પુરી કંબખ્તી છે.

વિદ્યા ( અતી ક્રોધથી ) ડર લાગતો હોય તો અહીંથી તારૂં કાળું કર.

વિમળા—હાં હાં ! હવે તો એવુંજ કહેશો. ગંગા સ્નાન કરવાને બહાને પોતાના વાહાલાને મળવા જતી વખતે તો કાલાવાલા કરતી અને હતી, હવે કાળું કરવાનું કહેતાં લાજ આવતી નથી ?

વિદ્યા—તું ચુલામાં પડ તેની મને શુ પંચાત છે ( એમ કહી તેને એક લાત મારી. )

વિમળા—હું ચુલામાં પડીશ તો વિવાહમાં વધાઇનાં ગીત કોણ ગાશે ?

એ સાંભળી વિદ્યાને ક્રોધાવસ્થામાં પણ હાસ્ય ઉપજ્યું; ત્યારે વિમળા બોલી— " બ્હેન હું મારે પોતાને સારૂ બિલકુલ ચિંતા કરતી નથી, મને તો તારે સારૂજ ઘણી ફીકર થાય છે. દિવાન સાહેબના ગુસ્સાની શું તને ખબર નથી ? તે દિવસના મારની જ્યારે મને યાદ આવે છે, ત્યારે ભયથી મારૂં હૃદય કમ્પે છે. "

વિદ્યા—તે દિવસ હવે વહી ગયા ! હવે કોની તાકાત છે કે મારી સામે ઉંચી આંખે પણ જોઇ શકે ? હવે હું પિતાજીથી પણ ડરતી નથી, તો પછી નીચ તુરકડા હુશેનખાંના તો શા ભાર છે ? તે દુષ્ટ મને શું કરવાનો હતો ? બસ જા, મુંગી થઇને સુઇ રહે. મને પણ હવે ઉંઘ આવે છે.

એટલું કહી વિદ્યાએ પોતાના પગ વિમળાના હાથમાંથી ખેંચી લીધા, અને વિમળા હુશેનખાંને ગાળો તથા શ્રાપ દેતી પલંગ ઉપરથી નીચે ઉતરવા લાગી; ત્યારે વિદ્યાએ હાસ્ય કરતાં મસ્કરીમાં કહ્યું કે " વારૂ અત્યારે તો રાત ઘણી ગઈ છે તેથી સુઇ જા, અને સહવારમાં તે દુષ્ટને ઘાંચીની ઘાણીમાં ઘાલી પીલાવી નાંખીશું ! "

એ વાત ઉપર વિમળા પણ હસી પડી, અને એક બાજુ ઉપર જઇને સુતી. અને તરત ઘસઘસાટ ઉંઘવા લાગી. કારણ કે તે બિચારીને નરપીશાચ હુશેનખાંના માણસોએ એવી તો જકડીને બાંધી હતી, કે તેની નસે નસમાં વ્યથા થતી હતી.

---

## પ્રકરણ ૧૨ મું.

### પ્રેમ—ચિંતા.

આજે વૈશાખ માસની કૃષ્ણ પક્ષની અમાવાસ્યા છે, મધ્ય રાત્રિથી પણ વધારે સમય વિતી ચુકયો છે, ચતુર્દિશામાં ઘોર અંધકાર તથા શાંતી પ્રસરી રહ્યાં છે, માત્ર થોડા થોડા સમયને અંતરે સંત્રિના અવાજ તથા શ્વાનના ભસવાના સાદ સીવાય અન્ય કશું સંભળાતું નથી. આ સમયે આખું જગત સુખમય નિંદ્રામાં લીન થયેલું છે, પરંતુ બિચારી દુઃખ પીડીત વિદ્યા સાથે નિંદ્રાદેવી પણ રૂશણાં લઇ તેને ત્યજી ગઇ છે; તેણે નિદ્રાધીન થવાને ઘણાંએ વલખાં માર્યાં, ઘણી વાર સુધી પલંગ ઉપર સુતા સુતા આમથી તેમ પાસાં ઘસ્યા કીધાં, પરંતુ નિંદ્રા દેવી તેના ઉપર અપ્રસન્ન હોવાથી તેને બીલકુલ ઉંઘ આવી નહી, તેથી આખરે લાચાર થઇ ગભરાઇને પથારીમાં ઉઠી બેઠી થઇ, અને દુઃખથી શ્રમિત થયેલાપોતાના મનને સમજાવવા પ્રયત્ન કરવા લાગી. થોડી વારે કાંઇક શાંત થઇ પલંગ ઉપરથી નીચે ઉતરી ઓરડામાં આમ તેમ વ્યાકુળ ચિત્તે ફરવા લાગી.

ઉપરનો ઓરડો બાગની નજીક હતો, અને તે બાજુની બારી ખુલ્લી હતી; જેમાંથી પ્રવેશ કરતા મંદ મંદ વાયુથી દોલાયમાન થતા દિપકનો પ્રકાશ ઘડીમાં સતેજ અને ઘડીમાં મંદ થતો હતો, તે જોઇ વિદ્યા ચમકી ઉઠતી; પણ પાસે સુતેલી વિમળાના નસ્કોરાંનો રેંટીઆનાજેવો અવાજ સાંભળી હીંમત રાખી સાવધ થતી હતી.

આવી રીતે થોડીવાર સુધી ફર્યા કીધું, અને પાછી પલંગ ઉપર બેસીને પોતાના મન સાથે કહેવા લાગી કે "હજુ સુધી જો કે હું કાચી વયથી છું, આ વિશાળ

સંસાર ચક્રની રેંટ માલથી તદન અજ્ઞાન છું, તો પણ મારે મારૂં બાળપણ બાજુએ મુકી મનને દ્રઢ અને સ્થીર બનાવવું જોઈએ; કારણ કે હવે હૈયું કઠણ કર્યાવિના ચાલે તેમ નથી. આવી રીતે તે પોતાના મનમાં અનેક તરેહના સંકલ્પ વિકલ્પ કર્યા કરતા પણ એટલામાં કાંઇ અવાજ તેના સાંભળવામાં આવ્યાથી તે ચમકી, અને તરતજ સાવધ થઇ જે બાજુએથી અવાજ આવતો હતો, તે તરફ જવા લાગી––તે અવાજ નીચે બાગમાંથી આવતો જણાયો તેથી તે બારી આગળ જઈ ઉભી રહી, પણ કાંઈ વિચાર આવ્યાથી પાછી ફરી દિવો બુઝાવી નાંખી ફરી આવી બારીએ ઉભી રહી બાગમાં દૃષ્ટીકરી જોવા લાગી, પણ ઘોર તિમીર છવાઇ રહેવાથી કાંઈ જોઇ શકી નહીં. પણ બાગમાં પાંદડાંનો ખડખડાટ સાંભળી સાવધ થઈ કાન દઇ સાંભળવા લાગી તો કોઇ બે માણસોનો ધીમે સ્વરે વાત કરવાનો અવાજ સંભળાવવા લાગ્યો. ધીમે ધીમે તે અવાજ જરા વધારે સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યો છતાં પણ વિધા તેઓની વચમાં થયલી વાતચીત પુરેપુરી સમજી શકી નહીં, પણ જે કાંઈ તેના સાંભળવામાં આવ્યું તે અમારા વાંચનારની જાણને સારૂ નીચે આપીએ છીએ.

પહેલો અવાજ––૦૦૦૦તેમ હોય નહીં, છતાં જે હોય તે ખરૂં ! તેને મળી ધીરજ આપવી. બિચારી છોકરી ઉપર ભારે વિપત્તિ આવવાની તૈયારી છે, તે ઘણો પાજી છે, તેનો ગુસ્સો ઘણો તિવ્ર છે. તે બહુ ગભરાય નહીં.

બીજો અવાજ––ગભરાઓ નહી–૦૦૦૦એકવાર નિશ્ચીંત પણે કલકતે પોંહચી ગયો તો....રસ્તામાં કાંઇ નવી આફત ન આવે તો સારૂ–

પહેલો––બાગની દિવાલ કુદીને જલ્દી ન્હાસો.

બીજો– ૦૦૦૦ ખરૂં ! લંકામાં બિભિષણ તો એકજ હતો––

પહેલો—ન્હાસો, ન્હાસો.

બીજો—જાઉં છું. ઈશ્વર આપના ઉપકારનો બદલો વાળવાનો પ્રસંગ સત્વર આપો! ......તો કાલે તેની તલવારથી મારૂં શીર ધડથી જુદું થાત.

અહીં વાત બંધ થઇ. ફરી પાંદડાંના ખડખડાટનો અવાજ સંભળાયો. થોડી વારમાં બાગમાં પછું શાંતીનુ રાજ્ય ચાલવા લાગ્યું છતાં કેટલીક વાર સુધી તો વિધા તે બારીએજ ઉભી રહી ને પોતાના ઓરડામાં કોઈનાં પગલાંનો અવાજ સાંભળી ભયથી ધ્રુજવા લાગી. બાગમાં થયેલી જે થોડી ઘણી વાત તેના સાંભળવામાં આવી હતી તે ઉપરથી તેઓ શત્રુ હશે કે મીત્ર તેનો નિર્ણય કરવાના વિચારમાં તે બારીએજ ઉભી હતી એટલામાં વળી તેના પોતાનાજ ઓરડામાં કોઇનાં પગલાંનો અવાજ સાંભળી તે એટલી તો ભયભિત થઇ કે તેનાથી ઉભા રહી શકાયું નહીં તેથી તે જ્યાં ઉભી હતી ત્યાંજ ધરતી ઉપર ફસાઇ પડી કમ્પવા લાગી, "છેવટે જે થાય તે ખરૂં" એવો નિર્ણય કરી મન કઠણ રાખી કમ્મરેથી દિવાસળીની પેટી કાહડી ચેતાવી તો તેના પ્રકાશથી કોઇ પુરૂષને પોતાના પલંગની નજીક ઉભેલો દીઠો. આવી રાત્રિના સમયે કોઇ પરાયા પુરૂષને પોતાના પલંગની પાસે ઉભેલો જોઇ જેવી તે મદદને સારૂ બુમ મારવાની તૈયારીમાં હતી તેવામાંજ તે શખશે એકદમ તેની પાસે આવી તેના કાનમાં પોતાનું નામ કહ્યું, જે સાંભળી તેનો ગભરાટ તથા ભય એકદમ દુર થઇ ગયા અને ફરી દિવાસળી ઘસી બત્તી ચેતાવી તેના ચેહેરા તરફ જોયું તો તે ખરેખરો ગોપાળજ હતો,

વિધા—(આશ્ચર્યથી) તું ક્યાંથી આવ્યો?

ગોપાળે વિધા તથા વિનયચંદ્ર છુટા પડયા પછી બનેલી તમામ હકીકત ધીમે સ્વરે વીગતવાર કહી સાંભળાવી અને રૂપીઆની થેલી તથા ચીઠ્ઠી પાછી આપીને બોલ્યો—

" હવે તાબેદારને શું હુકમ છે ? "

વિદ્યા—ગોપાળની વાતોથી ઘણી ખુશી થઇને કહ્યું હમણાં તો તું કલકત્તે જા. આ ચીઠ્ઠી હું રાખી લઉં છુ તે મારી માતુશ્રીને સર્વ હકીકત નિવેદન કરીને પાછી આપીશ. પણ આ રૂપીઆ તો તારીજ પાસે રાખી તેમાંથી જરૂર જોગો ખર્ચ કરજે અને જરૂર પડેથી તેમને આપજે.

ગોપાળ—આપની આજ્ઞાનુસાર જવા તૈયાર છું. બીજા કાંઈ સમાચાર કહાવવા છે ?

" બીજું જે કાંઈ હશે તે હું પત્ર દ્વારા લખી જણાવીશ " એટલું કહી તેણે હુશેનખાં તથા પોતાની માતુશ્રીની વચમાં થયેલી સઘળી વાતચીત ગોપાળને કહી સંભળાવી અને પછી પુછયું કે "તું અહીં કેવી રીતે આવી શકયો ?"

ગોપાળ—બાગની દિવાલ ઉપર ચહડીને મહેલની પાછળને રસ્તે દાખલ થઇને પ્રથમ તો માતુશ્રીના ઓરડા તરફ ગયો પણ ત્યાં આપને કે તેમને નહીં જોવાથી અહીં આવ્યો અને અંધારૂં જોઈ હું દિવો કરવાના વિચારમાં હતો તેટલામાં આપે દિવાસળી ચેતાવી.

વિદ્યા—( આશ્ચર્યતાથી ) શું માતુશ્રી પોતાના શયનગૃહમાં નથી ?

ગોપાળ—ત્યારે શું એ બાબતમાં હું જુઠું બોલવાની હીંમત કરી શકું ?

વિદ્યા—( મનમાં વિચાર કરતી ) મધ્ય રાત્રિના સમયે તે કયાં ગઇ હશે ? ( ગોપાળને ) વારૂ, ગોપાળ તું હવે જલ્દીથી વિદાય થા !

ગોપાળ—માતુશ્રીની સલાહ લીધી હોય તો ઘણું સારૂં થાત.

વિદ્યા—આ સમય કોઈને પુછવાની ઢીલ કરવા જેવો નથી વળી તું પણ મ્હારી સાથે હતો તે વાત સર્વના જા-

ણુવામાં છે અને તને ભુલથી કે ણુ જાણે શા કારણથી તે વખતે પકડયો નથી પણ હમણાં તારા અત્રે પાછા આવવાની ખબર તે દુષ્ટને પડે તો તને પકડી તારી દુર્દશા કર્યા વિના રહે નહીં માટે જેમ બને તેમ ત્વરાથી તું અહીંથી કલકત્તા વિદાય થા.

ગોપાળ–પણ મારી માનું શું થયું ? તેને પણ બાંધીને આપની સાથે લાવવામાં આવી હતી.

વિદ્યા–ગોપાળ, તારી માને માટે તું નચિંત રહે તેના એક વાળને પણ ઇજા પોંહોચે તેનું જોખમ મારા શીર ઉપર છે. ( કાંઈ વિચાર આવવાથી ) પણ ગોપાળ, તું હમણા નીચે બાગમાં કોઇની સાથે વાત કરતો હતો ?

ગોપાળ—( વિસ્મય થઈને ) નહીં ! આપ શા ઉપરથી કહો છો ?

ગોપાળનો જવાબ સાંભળી વિદ્યા તે વાત મનમાં રાખીને બોલી–" નારે અમરતી, એતો મને કાંઈ જરા વિચાર આવ્યાથી પુછયું પણ હવે તું વિદાય થા."

તે ઉપરથી ગોપાળ વિદ્યાને તથા પોતાની મા વિમળાને પગે લાગી જેવી રીતે આવ્યો હતો તેવીજ રીતે પાછો જવાનું કહી તે ઓરડાની બાહર નીકળી ગયો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### બંધ વિમોચન અને સતીની પતિ પરાયણતા.

સર્વ પાપનાસકારિણી પવિત્ર ગંગા નદીના જમણી બાજુના કીનારા ઉપર આપણી વાર્તાનું મુખ્ય સ્થળ મોંગીર વસ્યું હતું અને નદીના કીનારા ઉપરજ રાજા નીતીચંદ્ર

અથવા તેના એક પુરા વારસ પુત્ર વિનયચંદ્રનો રાજમહાલય એક ઉજ્જડ ખંડિયેરના રૂપમાં ઉભો હતો. આજે તેજ ખંડિયેરનો દિવાન કપટસીંહે અગ્નિ દેવને ભક્ષ આપી તેને જમીન દોસ્ત બનાવી તેનું નામ નીશાન પણ ભુલાવી દેવાની તજવીજ કરી હતી. તેજ બળતો ખંડિયેરને જોઈ છેવટનાં બે આંસુ નાંખી પોતાની મનોરમા વિદ્યાથી છુટો પડી વિનયચંદ્ર પોતાના સ્વર્ગવાસી પિતાનો પરમ સ્નેહી શેઠ અમીચંદની સાથે ન્યાયી બ્રિટીશ સરકારને શરણ ગયો હતો જે સુજ્ઞ વાંચક વર્ગને સારી રીતે યાદ હશે.

ગંગા કિનારા ઉપર તે એકજ કીલ્લો હતો અને તેનું મુખ્ય દ્વાર દક્ષિણ બાજુએ હતું અને ઉત્તર તરફ આશરે પાંચસો પગલાં આગળ ચાલતાં દિવાન કપટસીંહના વિશાળ મહેલનો પાછલો ભાગ અને સુંદર બાગ તેની ચારે બાજુએ પાકી બાંધેલી દિવાલ સહીત દ્રષ્ટીગોચર થતો હતો અને તે બાગનું મુખ્ય દ્વાર પણ દક્ષિણ બાજુએજ હતું. અને તે મુખ્ય દ્વારની નજીક થોડે છેટે એક બીજું દ્વાર હતુ તેની બરાબર સામે એક ઘણું જીર્ણ અને વિશાળ પિપળાનું વૃક્ષ હતું જેને જોઇને એક દિવસે વિદ્યા ચમકી ઉઠી હતી અને તેની ગુહ્ય હકીકત તે વિનયચંદ્રને પુરેપુરી કહી શકી નહોતી તે વૃક્ષની ચતુર્દિશાએ આમ્રવાડી અને બીજાં અનેક પ્રકારનાં વૃક્ષ તથા લતાઓથી તે જગ્યાએ એક રમણીય અને મનોહર હવાવાળું સ્થાન બની રહ્યું હતું અને તેજ મનમોહિત કુંજસ્થળમાં એક દિવસે વિદ્યા અને વિનયચંદ્રનો હાથ ઝાલી ખેંચી લાવી પેલા પીપળ વૃક્ષના ભરમની પોતાને જે કાંઈ ખબર હતી તે સર્વ તેને કહેલી હતી તે દરમ્યાન એકાએક પોતાના હિરણ્યકશ્યપ જેવા પિતાનો સ્વર કાને પડ્યાથી તે ભેદ પુરો ખુલ્લો કરી શકી નહોતી તે વાત ઉપર અમારા રસજ્ઞ વાંચકોનું દુર્લક્ષ્ય નહીં હોય !

આજે એટલે વૈશાખ માસની તેજ અમાવાસ્યાની મોંઘ

રાત્રિના સમયે કે જે વખતે વિદ્યાએ પોતાના સયનગૃહની નીચે બાગમાં કેઈ બે મનુષ્યોને વાત કરતા સાંભળ્યા હતા તથા પોતે પોતાના પ્રીયતમ વિનયચંદ્રથી વિખુટી પડયા પછીથી બનેલી સવીસ્તર હકીકત ગોપાળને મુખેથી સાંભળીને તેને કલકત્તે વિદાય થવા આગ્રહપુર્વક કહ્યું હતું તેજ સમયે પેલા પિપળવૃક્ષની નીચે અંધારામાં એક સ્ત્રી પગથી માથા સુધી આખે શરીરે કાળી ચાદર ઓઢી ચારે બાજુએ દૃષ્ટી કરતી ફરતી હતી. એટલામાં તેણે પેલા વૃક્ષની ઉપરથી કાંઇ અવાજ સાંભળ્યો જેથી તે અતી આતુરતાથી સ્થીર દૃષ્ટિથી ઉચે જોતી ઉભી રહી એટલામાં તે વૃક્ષના ઉપરના ભાગમાંથી કોઇનો ત્રણવાર સીટી વગાડવાનો અવાજ આવ્યો તેના પ્રત્યુત્તરમાં પેલી સ્ત્રીએ ત્રણવાર સીટી વગાડી એટલે કોઈ બે મનુષ્ય તેવૃક્ષ ઉપરથી નીચે ઉતરી આવ્યા તેમાનો એક આશરે૪૦-૫૦—વર્ષનો શરીરે મજબુત બાંધાનો હતો અને બીજો અતિ વૃદ્ધ અને એટલો તો દુર્બળ તથા સુસ્ત જણાતો હતો કે તે વખતે તેની ઉપરની કલ્પના કરવી તે પણ દુર્ઘટ કાર્ય હતું બન્ને પુરૂષના નીચે આવ્યા પછી પેલી સ્ત્રી તે વૃદ્ધ મનુષ્યને પગે પડી તેથી તે વૃદ્ધ અતિ ઘણા વાત્સલ્યસ્નેહથી બોલ્યો—" પુત્રી આજે તેં મને નવું જીવન આપ્યું છે, અને આ યમ લોક સરખા કારાગ્રહથી મારો છુટકારો કરનારી માતા તરીકે તું પુજવાને યોગ્ય છે. તારા ઉપકારનો બદલો વાળવાનું ઇશ્વર જ્યારે સામર્થ આપશે, ત્યારેજ આ પૃથ્વી ઉપર લીધેલો જન્મ સફળ થયેલો માનીશ.

સ—આપ મારા પિતા તુલ્ય છો અને હું આપનું બચ્ચું છું પણ આજે આ દીકરીથી આપની જે કાંઈ સેવા થઇ છે, તેના બદલામાં આપની પાસે એક ભિક્ષાની યાચના છે તે આપ જરૂર સ્વીકારશો.

વૃદ્ધ પુરૂષ—અલબત ! પુતી, મારા પ્રાણ આપવાથી તારૂં કાંઇ મંગળ થતું હોય તો તેમ કરવાને હું ઉભે પગે તૈયાર છું. બોલ, તારી શી ઇચ્છા છે.

સ્ત્રી—મારૂં અખંડ સૌભાગ્ય! બસ પિતાજી, એ શીવાય આ પુત્રીની બીજી કાંઇ અભિલાષા નથી.

વૃદ્ધ પુરૂષ—(પોતે વચનથી બંધાઈ જવાથી) તથાસ્તુ! દિકરી, ધન્ય છે તને, તું આર્ય કુળ ગૌરવના ખરા ભુષણ રૂપ સતી છે, તું રાવણ જેવા રાક્ષસ પતિનું હિત ચાહનારી મંદોદરી જેવી સાધ્વી છે તારી ઇચ્છાનુસાર થશે.

તે વૃદ્ધ પુરૂષનાં અમૃતમય વચન સાંભળી તે સ્ત્રી દોડીને ફરીથી તેના પગે પડી તેના પવિત્ર ચરણોને પોતાનાં અશ્રુથી ભીંજવી ધોવા લાગી તે વૃદ્ધ પુરૂષે તેને ઉઠાડી દિલાસો આપી તેનું શાંત્વન કર્યું પછી તેની રજા લઇ પોતાના સાથી સાથે પવિત્ર ગંગા નદીના કિનારા તરફ પ્રયાણ કરવા માંડયું અને પેલી સ્ત્રીએ પણ દિવાન કપટસીંહના પુષ્પોદ્યાન તરફ જઈ તેની દિવાલ ઓળંગી મહેલમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### કર્મનું ફળ—પ્રતિજ્ઞા પાલન.

દિવાન રામલોચનની હવેલીમાં મુખ્ય દ્વારથી દાખલ થતાં આગલી પરસાળમાં દિવાનજીનો મુલાકાત લેવાનો ઓરડો હતો અને તેની બાજુએ દફતરખાનાનો ઓરડો હતો; તેનીજ પાસે બહારના માણસોને ઉતારો આપવાના કેટલાક ઓરડા હતા તેમજ તેની સામી બાજુએ ઘરના નોકર ચાકરોને રહેવાની ઓરડીઓ હતી અને પરસાળની

અંદર બીજા ખંડમાં દિવાનજીની ખાસ બેઠક (દિવાનખાનું) હતી. અને પછી ત્રણ માળનું અંતઃપુર આવેલું હતું; તેની પછવાડે એટલે દક્ષિણ દીશાએ ચોતરફ પાકી બાંધણીની દિવાલોવાળી એક વિશાળ વાટીકા હતી, તેની અંદર મોટા મોટા લતામંડપો, વિહાર ભુવનો, ફુવારાઓ, અને તેનાથી આગળ ચાલતાં બે માળનો એક બંગલો હતો, જેની દરેક દિશાએ ત્રણ ત્રણ દ્વાર હોવાથી એકંદર દરેક માળે બાર-બાર દ્વાર હતાં, અને તે બંગલો હમેશા બંધ રાખવામાં આવતો હતો; જેની ચારે બાજુએ અહોરાત્ર પહેરેગીરો પહેરો ભરતા જણાતા હતા, અને દિવાનજીનો વિશ્વાસુ અને તેના દુષ્ટ કર્મોનો સહચારી હુશેનખાં ઘણો ખરો વખત ત્યાંજ પડી રહેતો હતો.

વાંચનાર ! જરા ધૈર્ય ધર ! તે બંધ બંગલામાં શું હતું ? તે હમણાંજ તારા જાણવામાં આવશે.

અમે ઉપર કહી ગયા છીએ કે વિદ્યા વિમળાને સાથે લઈ દક્ષિણ તરફના ઓરડામાં શયન કરવાને ગઈ, તે વખતે તેની માતા પોતાના શયનગ્રહમાં ઉદાસ થઈને અસ્વસ્થ હાલતમાં ફરતી હતી. તે ઘડીકમાં ઓરડાની બાહાર આવી આજુબાજુ દૃષ્ટિ ફેરવતી જણાતીહતી; આવી સ્થીતીમાં એક કલાકથી પણ વધુ સમય વીતી ગયો હશે તે દરમ્યાન આખા ઘરમાં શાંતિ પોતાનું રાજ્ય સ્થાપન કરી ચુકી હતી. ઘરનાં નાનાં મોટાં દરેક મનુષ્યો નિદ્રા દેવીને વશ થયાં હોય તેમ જણાતું હતું. તે વખતે તેણે પોતાની પેટી ઉઘા ડી તેમાંથી એક મિણબત્તિ, દિવાસળીની એક પેટી તથા કુંચીઓનો એક ઝુમખો કાહડી પોતાના લુગડાને છેડે બાંધ્યો, અને એક કાળી ચાદર ઓહડીને પોતાનું આખું શરીર સંતાડી પોતાના ઓરડાની બત્તી બુજાવી ઘણે ધીમે પગલે નીચે ઉતરી, અને એક દિવસ જે ઓરડીમાં દિવાન કપટસીંહને જમીનમાં ખાડો ખોદતાં તથા પોતાની માને

દિવો ધરતાં વિદ્યાએ જોયાં હતાં, તેજ ઓરડીમાં તે ગઇ, અને તેનાં દ્વાર અંદરથી બંધ કરી પોતાના લુગડાને છેડેથી કુચીનો ઝુમખો છોડી એક ભંડારીઉં ઉઘાડ્યું; તેમાંથી કાંઈ ઓજાર કહાડી તેની મદદથી તે ઓરડીના મધ્ય ભાગમાંથી પથ્થરનું એક ઢાંકણુ ઉખેડવા લાગી. એ પ્રમાણે થોડીવાર પ્રયત્ન કરતાં તે ખુલી ગયું, અને પછી એક હાથ જમીન વધારે ઉંડી ખોદતાં પ્રથમના જેવું બીજું ઢાંકણુ જણાયું; તેને પણ પ્રથમની માફક પ્રયાસ કરી અળગું કીધું, આ બીજું ઢાંકણુ ખસેડતાં પગથીઆવાળી એક સીડી જણાઇ; તે જોતાં વિચાર કરતી કરતી નીચે ઉતરવા લાગી, અને દશબાર પગથીઆં નીચે ઉતરતાં એક ઓરડીમાં પોંહોચી, જેની ચારે બાજુએ દ્વાર હોવાનું નામ નિશાન પણ જણાતું નહતું. પણ ત્યાં એક લોખંડની પેટીમાં કાગળોના બે બંડલો મુકેલાં જણાયાં, તે બંડલો પોતાને સ્વાધીન લઈ પછી ઉપર આવી ત્વરાથી સર્વ જેમ હતું તેમ ગોઠવી મિણબત્તી બુઝાવી ત્યાંથી બાહાર નીકળી, તે પેલી ઓરડીમાં આવી, કે જેમાં બેઠાં બેઠાં વિનયચંદ્રે એક દિવસ કોઈ બે માણસોને પોતાના ઉપર આવી પડનાર વિપત્તીની વાત કરતાં સાંભળ્યાં હતાં. જે ઓરડીમાં તે બે માણસોને વિનયચંદ્રે વાતચીત કરતાં સાંભળ્યાં હતાં, તે ઓરડી હુશેનખાંને રહેવાની ખાસ જગ્યા હતી. તેની નજીકની ઓરડીમાં આવી વિદ્યાની માતાએ બન્ને ઓરડીની વચમાં જે દ્વાર હતું ત્યાં કાન માંડી સાંભળતાં સર્વ શાંત જણાયું, તેથી હુશેનખાં ભર નિદ્રામાં છે એવી ખાત્રી કરી ત્યાંથી પાછી ફરી બીજે રસ્તેથી હુશેનખાંની ઓરડીના દરવાજા આગળ આવી પોંહોચી, તો ગરમીના સબબથી તેનાં બારણાં ખુલ્લાં મુકેલાં જણાયાં, પણ અંદર નજર કરી જોતાંજ તે ભયભીત થઇ એકાએક પાછી હઠી. તેણે તે ઓરડીમાં એક બાજુએ ઝાંખો દિવો બળતો જોયોને તે દુષ્ટ નર પીશાચ હુશેનખાંને લોહી,

લુવાણુ થયેલો પલંગ ઉપર પડેલો દીઠો—તેનું ધડ પલંગ ઉપર પડેલું દીઠું, અર્થાત્ માથું જોવામાં આવ્યું નહીં. આવો હૃદય ભેદક દેખાવ જોઇને વિદ્યાની માતા કેટલોક વખત સુધી તો ભયચકીત થઇ વિચારના વમળમાં ગોથાં ખાતી સ્તબ્ધ થઇ ત્યાંજ ઉભી રહી. થોડીવારે સાવધ થઇ તરત ત્યાંથી પોતાના શયનગૃહમાં ગઇ, અને બતી, ચેતાવતાંજ બ્રહ્મચારી રામાનંદને એકાએક પોતાની સમક્ષ ઉભેલા જોઇ આશ્ચર્ય ચકીત થઇ બોલી—"હેં ! હું આપને બંધન મુક્ત કરવા સારૂજ આવવાની તૈયારીમાં હતી એટલામાં આપ જાતેજ કેવી રીતે બંધન રહીત થઇ આવ્યા ?"

બ્રહ્મચારી—યમુના, આજે મેં પહેરેગીરને વાતોમાં લીન કરી એવો તો ઉલ્લુ બનાવ્યો કે તેને ગફલતમાં નાંખી તેના ઉપર હુમલો કરી મુસ્કેટાટ બાંધી મારી જગ્યાએ તેને કેદ કરી બાહારથી તાળું મારી મને આહીં આવતાં વશેષ અડચણ ન પડી.

પ્રિય વાંચનાર, વિદ્યાની માતાનું નામ યમુના છે. રામાનંદ બ્રહ્મચારીની ઓળખતો પ્રથમ આપણે વિનયચંદ્રના ખંડિયેરમાં કરી ચુકયા છીએ, તેમજ દિવાન કપટસીંહે તેને પકડી પેલા દ્વાદશ દ્વારવાળા બંગલામાં કેદ કર્યા હતા તે પણ આપણે ઉપર વાંચી ચુકયા છીએ.

દિવાન કપટસીંહ જે ભાગ્નહીન પ્રાણીને પ્રાણ રહ ત કરવા અથવા કેદી બનાવવા ચાહતો, તે સઘળાને કેદ કરવાની તેજ જગ્યા હતી; કે જેમાં રામાનંદ બ્રહ્મચારીને કેદ કરવામાં આવ્યા હતા. અને ત્યાં સખ્ત પહેરો રાખવા છતાં પણ પોતે કેવી રીતે છુટા થયા તે તેમણે ઉપર જણાવ્યું છે.

બ્રહ્મચારીની વાતોથી ખુશી થઇ યમુના બોલી—'મંગલીક થયું, ચાલો આપણે પુષ્પોદ્યાનમાં જઇ વાતો કરીએ, કારણ અત્રે એક ક્ષણભર થોભવું પણ ભય રહિત નથી. અને અત્રેથી બાહાર નીકળવાનો માર્ગ પણ નથી ."

એમ કહી બ્રહ્મચારીની સાથે તે બાગમાં ગઇ ત્યાં એક નિર્ભય સ્થાન ઉપર બેસી ધીમે સ્વરે વાતો કરવા લાગ્યાં, જે જગ્યાએ બેસી તેઓ વાત કરતાં હતાં, તેની ઉપરના ઓરડામાં સુવાનો વિદ્યાએ આજે નિશ્ચય કર્યો હતો.

## પ્રકરણ ૧૫ મું.

### પ્રયાસ સાફલ્ય.

આપણે બારમા પ્રકરણમાં વાંચી આવ્યા છીએ કે વિદ્યાએ પોતાના શયનખંડમાંથી કોઈ બે માણસોને નીચે બાગમાં વાત કરતાં સાંભળ્યાં હતાં, અને તેમાંની કાંઇક અસ્પષ્ટ વાત પોતે સાંભળી શકી હતી, તે બે માણસો બીજાં કોઇજ નહીં પણ છેલ્લા પ્રકરણમાં વાંચી આવ્યા મુજબ યમુના તથા બ્રહ્મચારી રામાનંદ હતાં. તેમની વચ્ચે થયલી વાતચીત અમારા વાંચકોની જાણ સારૂ અત્રે સવીસ્તર આપીએ છીએ.

યમુના—આ લ્યો, વિનયચંદ્રના અગત્યના જે દસ્તાવેજો તેની પેટીમાંથી ગુમ થઇ ગયા હતા, અને જે પાછા મેળવી આપવાનું મેં આપને વચન આપ્યું હતું તેજ છે. ( એમ કહી બ્રહ્મચારીના હાથમાં કાગળનાં બે બંડલો આપ્યાં)

બ્રહ્મચારીએ તે બંડલો પોતાના સ્વાધીનમાં લઇ પુછયું "એ બંડલો તેજ ઓરડીમાંથી મળ્યા હશે, કે ત્યાંથી મળવા વિશે મેં તમને અનુમાનથી કહ્યું હતું."

યમુના—હા, જે દિવસે દિવાનજીને તે ઓરડીમાં જમીન ખોદતાં જોયા હતા, તે દિવસ સુધી તે ઓરડીમાં સમાયલા ગુપ્ત ભેદથી હું અજાણ હતી, પણ આપે જ્યારે કહ્યું કે "તે ઓરડીમાંથી વિનયચંદ્રવાળા ખંડિયેરમાં જવાની એક

ગુપ્ત સુરંગ છે, અને તે કાગળો દિવાને ચોરાવી મંગાવી તેજ ઓરડીમાં કોઇ સ્થળે સંતાડયા હશે” તે ઉપરથી એક દિવસે લાગ જોઇ તે ઓરડીમાં જમીન ખોદી નીચે ભોંયરામાં જઇ તપાસ કરતાં આપના કહેવા મુજબ તે કાગળોનાં બંડલો ત્યાં પડેલાં જોયાં, પણ તે વખતે સાથે લેતા આવવાનું સલામતી ભરેલું નહીં લાગવાથી ત્યાંજ રહેવા દઇ આવી હતી. પણ આજે તે પરમ કૃપાળુ ઈશ્વરની કૃપાથી આ દસ્તાવેજ જેના ઉપર વિનયચંદ્રની જીંદગીનો આધાર છે, તે આપના હાથમાં સોંપવાને શકિતવતિ થઇ છું. આપના કહેવા મુજબ તે ઓરડીમાંથી વિનયચંદ્રવાળા ખંડિયેરમાં જવાની ગુપ્ત સુરંગ છે એ વાત ખરી હોય તો મારા જોવામાં ત્યાં બિલકુલ દ્વાર આવ્યું નહીં, એટલુંજ નહીં પણ તેની દીવાલો પત્થરની બાંધેલી એવી તો મજબુત છે કે ત્યાં દ્વાર હોવાનું અનુમાન પણ થઈ શકતું નથી.

બ્રહ્મચારી—અજાણ્યા શખ્સને તે એકાએક ખબર પડે તેમ નથી. તે પત્થરની દીવાલમાં એક ગુપ્ત દ્વાર છે, તે ફકત યુકિતથીજ ખુલી શકે છે. ખેર! પણ હમણાં તે બતાવવાનો સમય નથી, માટે ફરીથી જયારે ઈશ્વર આપણને સુખનો દિવશ દેખાડશે, ત્યારે આ મકાનમાં સમાયલા ઘણા ગુપ્ત ભેદોથી વાકેફ કરીશ.

“ઉપરની ઓરડીમાં એક દિવસે રાત્રીના સમયે દિવાન કપટસીંહ જમીન ખોદતો હતો, એટલામાં અચાનક યમુના ત્યાં આવી પોંહચી. પ્રથમતો યમુનાને જોતાંજ દિવાન ઘણો ગુસ્સે થયો, પણ યમુનાએ જ્યારે પોતાની વાત ગુપ્ત રાખવાની તેને ખાત્રી આપી ત્યારે તે શાંત થયો. પણ તેણે યમુનાને વિનયચંદ્રના ચોરી આણેલા દસ્તાવેજ તેમજ પોતાનાં બીજાં દુષ્ટ કર્મોના ભેદોની ભાગીયણ બનાવી નહોતી, છતાં યમુના પોતે તેના કુકર્મોથી થોડી ઘણી વાકેફ હતી, પણ તેના પાજી સ્વભાવ આગળ તે બીચારીનું કાંઈ ચાલતું

નહતું, તેથી તે લાચાર હતી. વળી તેજ રાત્રીના વિદ્યાએ ઉંઘમાંથી એકાએક જાગી ઉઠ્‌વાથી પોતાના પિતાને તે ઓરડીમાં ખાડો ખોદતા તથા તે ખાડાની અંદર નીચે ઉતરી થોડીવાર પછી પાછો ઉપર આવતાં તથા પોતાની માતાને દિવો ધરતાં જોયાં હતાં, તથા તેમાંની કેટલીક હકીકત તેણે વિનયચંદ્રને પણ કહી હતી, તે અમારા વાંચકો ભુલી ગયા નહીં હોય.

ઉપરની વાત થયા પછી યમુનાએ હુશેનખાંનાં એકાએક કપાઈ ગયાના, તથા તેના મસ્તકના ગુમ થયાના સમાચાર બ્રહ્મચારીને કહી સંભળાવ્યા; જે સાંભળી ગંભીર અવાજે તેણે કહ્યું--

બેશક, સમાચાર તો ઘણા ખુશીના છે, અને શ્રી જગદીશ્વરનો ઉપકાર માનવાનો છે કે તે દુષ્ટના રકતથી આ હાથ કલંકીત થતા બચ્યા, પણ ઘણી અચંબાની વાત છે કે એ કાર્ય કોણે કીધું હશે? કારણ આ ઘરમાં અમારા હિતચીંતક તથા તે દુષ્ટના વૈરી ફકત તમે બેજ જણાં છો; તેમાં વિદ્યા તો હજુ બચ્ચું છે, તેથી તેનાથી એ કામ કદી થઇ શકેજ નહી, અને તમે તો તે કૃત્ય કીધું નથી, તો પછી તે કોણે કીધું હશે?

યમુના–એ ભેદ તો મારા પણ કળવામાં આવી શકતો નથી; અને મારી તો મતીજ ગુમ થઇ ગઈ છે. ખેર! ગમે તેનું એ કૃત્ય હોય; પણ તે દુષ્ટને યોગ્ય શિક્ષા થઇ છે! પણ પેલી વાતનું શું થયું?

બ્રહ્મચારી–પેલા બાર દ્વારવાળા બંગલામાં તો તેમનો કાંઈ પતો લાગ્યો નહીં, પરંતુ મારૂં મન સાક્ષી પુરે છે કે તેમનું મૃત્યુ થયું નથી; તો પછી એટલુંજ અનુમાન થઇ શકે છે, કે દિવાને તેમને કોઈ અન્ય સ્થળે કેદ કીધા હશે!

યમુના–આપનું માનવું ખરૂં હોય, તો પણ બાર વર્ષ સુધી કારાગૃહના અનેક કષ્ટો સહન કરી તે કેવી રીતે કુશળ

રહી શકયા હશે? વળી તે દુષ્ટોએ આજ દીન સુધી તેમના પ્રાણ બચાવ્યા હોય તે માનવું ભુલ ભરેલું છે.

બ્રહ્મચારી—તે વાતમાં એક ભેદ સમાયલો છે, જે હું હમણા ખુલ્લો કરી શકતો નથી; છતાં એટલું તો ખાત્રાથી માનજો કે દિવાન તેમને કેદખાનામાં રાખી ગમે તેટલું કષ્ટ આપે, પણ તેમના પ્રાણ લઈ શકશે નહીં; કારણ કે તેમ કરવું તેની શક્તિ બહાર છે.

યમુના આપનું કહેવું હું યથાર્થ રીતે સમજી શકતી નથી.

બ્રહ્મચારી—ધૈર્ય રાખો! પાછળથી એ હકીકત તમે સ્પષ્ટ પણે સમજી શકશો; હું હમણાજ તેનું સ્પષ્ટીકરણ કરૂં, પણ તેમ કરવાથી માહારાજાના પ્રાણ જોખમમાં આવી પડે!

યમુના (ભય ચકિત થઈને) રામ! રામ! જો એમજ હોય તો મને તે જાણવાની બિલકુલ ઈચ્છા નથી. પણ હવે આપ તેમની કયાં તપાસ કરશો?

બ્રહ્મચારી—જે બંગલામાં મને કેદ કરવામાં આવેલો, તેમાં તો તેઓ નથીજ. કારણ કે મારા બંધન મુક્ત થયા પછી આખા બંગલામાં તપસ કરતાં તેમનો પત્તો લાગ્યો નહીં, તેમજ તમારા રહેવાના મકાનમાં પણ તે નથી, એવી મારી ખાત્રી છે—

યમુના—અને પેલા પિપળાના વૃક્ષ—

બ્રહ્મચારી હા! મને તેના ગુપ્ત ભેદની કાંઈ ખબર નથી. વળી તત્સબંધે તમે જેવું કહો છો, તેવું મહારાજાએ મને કોઈ દિવસ કહ્યું નહોતું.

યમુના—તે વાત આપનાથી ગુપ્ત રાખવાનું કારણ તો માહારાજ પોતેજ જાણે પણ હું કાંઈ ચિત્તભ્રમ અગર ચક્ષુહીન નથી કે જે વસ્તુને એકથી વધારે વખત જોઉં તે ખોટી માનું.

બ્રહ્મચારી—ત્યારે શું તમે ખાત્રી પુર્વક કહો છો કે તમે તે વૃક્ષની અંદર જતાં આવતાં કોઇને દીઠા છે ?

યમુના—ત્યારે હાલ શું હાસ્યનો પ્રસંગ છે? એક નહીં પણ અનેક પ્રસંગે મેં મારી નજરે હુશેનખાંને અને કોઈ વખત તો ખુદ દિવાનજીને તે ઉપર ચઢી કલાકોના કલાકો સુધી ત્યાં રહી પુનઃ નીચે ઉતરી આવતા જોયા છે. એક દિવસે રાત્રીના સમયે હું મારા શયન ખંડના દ્વાર નજીક ઉભી હતી, અને હુશેનખાં તે ઝાડ ઉપરથી નીચે ઉતરતો હતો, તેવામાં વિદ્યા એકાએક ઉંઘમાંથી જાગીને મારી પાસે આવી; તેની દ્રષ્ટી પણ તે તરફ ગઇ, અને હુશેનખાને તે વૃક્ષ ઉપરથી ઉતરતો જોઇ ગભરાટમાં પુછવા લાગી, ‘જો માતા આટલી રાત્રિના સમયે હુશેનખાં ઝાડ ઉપર ચઢીને શા માટે ઉતરતો હશે ? ” તેની વાત સાંભળતાંજ પ્રથમ તો હું ઘણીજ વિમાસણમાં પડી; કારણકે મારી પાકી ખાત્રી થઇ હતી કે તે ઝાડમાં જરૂર કાંઇ ગુહ્ય ભેદ સમાયલો છે, તેથી વિદ્યાનું મન તે તરફ નહીં લાગે તેવી ધારણાથી તેની વાત ઉડાવીને બોલી—“શું ! ક્યાં ? મેં તો કોઇને પણ ઉતરતાં કે ચઢતાં જોયું નથી” આ સાંભળી તે તરત વેળા તો શાંત થઇ બીલકુલ બોલી નહી, પણ બીજે દીવસે પ્રભાતના ભોજન સમયે તેજ વાત પોતાના પિતાને પુછી, જે સાંભળીને હું તો તદન ભયભીત થઈ ગઈ, કારણ મારી ખાત્રી હતી કે તે વાત સાંભળવાથી દિવાનજી ગણા કોપાયમાન થશે. પણ લાચાર ! હું શું કરૂં ? અને અંતે થયું પણ તેમજ ! વિદ્યાના મુખથી ઉપલા શબ્દો સાંભળતાંજ તેમણે એકદમ ક્રોધે ભરાઈ તેની પીઠ ઉપર કસાઇની માફક ચાબુકના કેટલાક સપાટા લગાવ્યા, અને મારા ઉપર પણ અપશબ્દોની વૃષ્ટી કરતા ક્રોધાધિન થઇ ભાણા ઉપરથી ઉઠી ચાલતા થયા. સત્ય પુછો તો તેજ દિવસથી વિદ્યાને તથા મને તેમના પ્રત્યે—કીંચીત—ભીન્ન ભાવ ઉત્પન થયો, અને

મનમાં નિશ્ચય થયો કે તે કમબખ્ત ઝાડમાં અવશ્ય કાંઈ ઘણો ભારે ભેદ સમાયલો છે. તેથી મેં ધીમે ધીમે તેનો પત્તો મેળવવાનો પ્રયત્ન આરંભ્યો. એક દિવસ સંધ્યા સમય પહેલાં હું કાંઇ કામસર હુશેનખાંને રહેવાનો ખંડ જેમાં હાલ તે મૃત્યુવશ થઈ પડેલો છે તેની જોડેની ઓરડીમાં જઇ પોંહચી, તો હુશેનખાં તથા દિવાનજીને પોતાની ઓરડીમાં વાતો કરતાં સાંભળ્યા. તેમના વચમાં શું વાત થઇ તે પુરેપુરી તો હું સાંભળી શકી નહીં, પણ જે કાંઈ અસ્પષ્ટ પણે સાંભળ્યું તે ઉપરથી એટલો તો નિર્ણય કરી શકી કે તે લોકો બિચારા વિનયચંદ્ર ઉપર કાંઇ નવીન સંકટ લાવવા ધારે છે. અને તે કાર્ય સાથે પેલા અભાગી વૃક્ષને કાંઈ સંબંધ છે. એ સાંભળી મને ઘણો ખેદ થયો, અને મારા નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી; પણ તે લોકોની વાત પુરી થવા આવી હતી તેથી વખતે પકડાઇ જવાની બ્હીકથી હું મારી જાતે જેમ તેમ શાંત થઇ ત્વરાથી તે ઓરડીમાંથી બહાર નીકળી મારા ઓરડામાં થઇ ત્યાંથી નીચે જવા સારૂ દાદર ઉતરવા લાગી તેવામાં વિદ્યાએ આવી વિનયચંદ્રના આવવાની ખબર આપી, તેથી મારા મનોભાવ છુપાવી સાવધ થઈ વિદ્યાની સાથે ગઇ, તો હુશેનખાંની પાસેની બીજી ઓરડીમાં વિનયચંદ્રને નેત્રો બંધ કરી ઘણો ઉદાસ બેઠેલા જોઈ તેનું કારણ તરતજ મારા કળવામાં આવ્યું. પણ તેનું મન બીજી તરફ દોરવવાના હેતુથી તેને દિલાસો આપી શાંત પાડી તેને ઝરૂખામાં તેડી જવા વિદ્યાને કહ્યું. અને તેજ દિવસથી મનમાં નિર્ણય કર્યો કે ગમે તેમ કરીને પણ બિચારા વિનયચંદ્રને તેના યમદુત જેવા દુશ્મનોથી બચાવવા સારૂ મોંગીર છોડાવી કોઇ નિર્ભય સ્થળે મોકલી આપું. અને મારી તે વાંચ્છના શ્રી જગદિશ્વરની કૃપાથી આજે પરિપુર્ણ થઇ છે.

યમુનાની સર્વ વાતો ઘણા ધ્યાનપુર્વક શ્રવણ કરી બ્રહ્મચારી બોલ્યા—

" વિનયચંદ્ર હાલ ક્યાં છે ?

તે ઉપરથી યમુનાએ વિદ્યાનું વિનયચંદ્રને ગુપ્ત રીતે મળવા જવું, તેના ખંડીએરનો અગ્નિ દેવતાએ ભક્ષ લેવો, તથા હુશેનખાંએ ત્યાં જઇ વિદ્યા તથા વિમળા પકડી લાવવું, અને એ વાત ગુપ્ત રાખવા સારૂ પોતે હુશેનખાંને કરગરીને કહેવું, અને તે દુષ્ટે તત્સંબંધે કરેલો ઇન્કાર, વિગેરે સર્વે હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી; તે સાંભળી બ્રહ્મચારી બોલ્યો:-

" જે સમયે હું આ સ્થળ ત્યજી દેવા માગું છું, તથા નરપિશાચ હુશેનખાં માર્યો ગયો છે તે સમય ઉપર બિચારા વિનયચંદ્રનું આ શહેર છોડી જવું ! પણ એ રીતે ઘણું સારૂં થયું છે. વળી મારૂં બંધન મુક્ત થઇ ન્હાસી છુટવું, અને હુશેનખાંના પ્રાણ નાશ થવા. એ ઉભય પ્રસંગે એવા તો સંજોગમાં બનવા પામ્યા છે કે સર્વ મનુષ્યો અને વિશેષમાં દિવાનને તો નિર્વિવાદ મારા ઉપરજ સંશય ઉત્પન્ન થશે કે બ્રહ્મચારીએ બંધન-મુક્ત થઇ હુશેનખાંના પ્રાણ લીધા હશે. "

યમુના-હા, તમારૂં અનુમાન ખરૂં છે ! પણ--

બ્રહ્મચારી મને તેની કાંઈ ચિંતા નથી હવે ઘણો સમય વિતી ગયો છે. અને સુર્યોદય થતાં પહેલાં મારે આ શહેર છોડી નિકળવું જોઇએ. એમ કહી તેણે ત્યાંથી પગ ઉપાડી ચાલવા માંડયું. યમુના પણ તેની સાથે વાતો કરતી ચાલવા લાગી; બંને જણાં વિદ્યાના શયનખંડની નીચે આવી પોહચ્યાં, અને ત્યાં તેમની વચમાં જે કાંઇ વાતચીત થઇ હતી તે વિદ્યાએ પોતાના ખંડમાંની બારી એથી અસ્પષ્ટ સાંભળી હતી, અને તે વાતનો સારાંશ એટલોજ હતો કે બ્રહ્મચારીએ બનતી ત્વરાથી બાહર જઇ વિનયચંદ્રને મળી તેને આશ્વાસન આપવું વિગેરે.

પરંતુ બ્રહ્મચારીએ તે વાત ઉપર વિશેષ લક્ષ નહીં આપતાં તેને ત્યાંજ થોભવાનું કહી પોતે બાગની બહાર

જઈ ક્ષણ વારમાં પાછા ફરી યમુનાને કહ્યું–" તમારૂં કહેવું સત્ય છે. પેલા પિંપળાના વૃક્ષ ઉપર થઈ અંદર જવાનો માર્ગ છે, માટે હું હમણાંજ તેની તપાસ કરવા ચાહુ છું. " આ સાંભળી પ્રથમ તો યમુનાએ તેમને ઘણા સમજાવ્યા કે 'આ સમય તો બનતી ત્વરાએ આપના પ્રાણનું રક્ષણ કરી નાસવાનો છે. પિંપળાના વૃક્ષમાં ગુપ્ત રહેલા ભેદની તપાસ કોઈ યોગ્ય પ્રસંગે થશે, વિગેરે " પણ સઘળું વ્યર્થ.

પોતાના કહેવાની કાંઈ અસર થયેલી નહીં જણાયાથી બીચારી યમુના ચુપ થઈ ત્યારે, બ્રહ્મચારીએ કહ્યું " મને એક તરવાર, મીણબત્તી, દિવાસળી અને એક મજબુત દોરીની જરૂર છે, તે આપી તમે પણ મારી સાથે આવી તમારાથી બનતી મદદ આપશો તો આભાર થશે. "

આ સાંભળી કાંઈ પણ બોલ્યા વગર બ્રહ્મચારીને ત્યાંજ ઉભા રહેવાની સંજ્ઞા કરી યમુના ત્યાંથી ગઈ, મહેલમાં દાખલ થઈ પોતાના ઓરડામાં જઇ બ્રહ્મચારીએ માગેલી સર્વ વસ્તુઓ એકઠી કરી પોતાના શરીર ઉપર એક કાળી ચાદર ઓઢી લઈ એક કટાર પોતાની કમ્મરે ખોસી બાગમાં આવી; સર્વે ચીજો બ્રહ્મચારીના હાથમાં મુકી, અને તે ઉભય જણા બાગની દિવાલ ઉપરથી ઉતરીને બહાર નીકળી તે પિંપળાના વૃક્ષ પાસે આવી પહોંચ્યાં.

અમારા વાંચકો સમજી ચુકયા હશે કે પ્રથમના પ્રકરણમાં કાળી ચાદર ઓઢેલી એક સ્ત્રી પિંપળાના વૃક્ષ નીચે ફરતી જણાતી હતી, તે સ્ત્રી બીજી કોઈજ નહીં, પણ યમુનાજ હતી. અને વૃક્ષ ઉપરથી જે બે મનુષ્યો નીચે ઉતર્યા હતા, તે પૈકી એક તો બ્રહ્મચારી રામાનંદ પોતેજ હતા, અને બાજો પુરૂષ તે પેલોજ કેદી હતો, કે જેને શોધી કહાડવાને સારૂ બ્રહ્મચારી મહારાજ મહા પ્રયાસ કરી રહ્યા હતા. પણ તે કેદી ખરેખર કોણ હતો ? અને

તેને કોણે શા કારણથી કેદ કર્યો હતો તે જરા ધૈર્ય રાખવાથી આગળ ચાલતાં જણાશે.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### ગુપ્ત ભેદી વૃક્ષ નાશ.

બીજે દિવસે પ્રભાતમાં સુર્યોદય થતાં પહેલાં દિવાન કપટસીંહની સ્વારી ભાગલપુરથી મોગીર આવી પોતાના મેહેલના મુખ્ય દ્વાર પાસે અટકી, અને દિવાન પાલખી માંથી બહાર નીકળ્યો. પાલખી ઉચકનારા સીવાય તેના રસાલાના બીજા માણસો પાછળ રહી ગયા હતા, તેથી પોતે દરવાજા બાહર ઉભો રહી દરવાનને બુમ મારવા લાગ્યો; પણ અંદરથી કાંઇ ઉત્તર મળ્યો નહીં, તેથી ફરી ફરીને મ્હોટે સાદે બુમો પાડવા લાગ્યો; પણ સઘળું વ્યર્થ ! તેથી ચ્હીડવાઇને દરવાજામાં લાતો મારવા લાગ્યો, તો પણ સઘળું ફોકટ ! દિવાનને અતિ ક્રોધમાં આવેલો જાણી સઘળા પાલખી ઉચકનારાઓ પણ એકકી વખતે ઘણે મોટે અવાજે બુમો પાડવા લાગ્યા, અને તેમની મહેનત પણ નિષ્ફળ ગઈ; આવો વિચિત્ર પ્રકાર નીહાળી દિવાન અતી ક્રોધાંધ થયો, અને તેના ગુસ્સાનો કાંઇ પારર હયો નહી. તે બડબડવા-લાગ્યો કે આ શું કૌતુક છે ? અંદર શું થયું છે ? અંદરનાં સઘળાં મનુષ્યો મરી તો ગયાં નથી ? માનો ન માનો પણ અંદર કાંઈ અતિ વિચિત્ર બનવ બન્યો છે !

આખરે જયારે ઘણુંજ ધાંધલ કરવા છતાં પણ અંદરથી કંઇ પ્રતિઉત્તર મળ્યો નહીં; ત્યારે દિવાને મકાનના પાછલા ભાગની બાગની દિવાલ કુદીને ઘરમાં જવાનો વિચાર કીધો. એટલામાં તેના રસાલાના સઘળા માણસો આવી પોંહચ્યા, અને બાગની ભીંત કુદીને અંદર

દાખલ થયા, કે તરતજ દિવાને પોતાના દિવાનખાના તરફ જવા માંડયું પણ રસ્તામાં પોતના એક હજુરીઆને હાથ પગ બાંધેલો જમીન ઉપર પડેલો જોવામાં આવ્યો. વળી તે બોલી શકે નહીં, તેથી તેના મુખ ઉપર જાળી ચહડાવેલી હતી. આવો પ્રકાર દ્રષ્ટિગોચર થવાથી તે ત્યાંજ અટકયો, અને તેને બંધન મુકત કરવા માણુસોને આજ્ઞા આપી અને પછી પુછયું:—

“ સુજનસીંહ, તારી આવી દુર્દશા કોણે અને શા કારણુથી કરી છે ? ”

સુજનસીંહ—હજુર, એનું કારણ તો હું આપને નીવેદન કરી શકતો નથી, ફકત એટલુંજ કહી શકું છું કે પાછલી રાત્રિના સમયે એકાએક મારી ખુલી વેલ્લી ગઈ, તો હાથમાં મસાલ સહીત જાળીદાર રૂમાલથી પોતાના ચહેરા છુપાવી કેટલાક યમદુત સરખા પ્રચંડ દેખાવના લુટારા હાથમાં હથીઆર સાથે મારી આજુબાજુ ઉભેલા જણાયા, અને તેઓએ પ્રથમ મારા મ્હોં ઉપર જાળી ચહડાવી મારા હાથપગ જકડીને બાંધ્યા, પછી શું થયું તેની મને કાંઈ ખબર નથી. પણ એટલું તો ખાત્રીથી કહું છું કે, આ મકાનમાં જેટલા માણુસો વસે છે, તે સર્વની મારા જેવીજ દુર્દશા થયલી હોવી જોઇએ; અને તેથીજ આપે આટલી બધી બુમો મારવા છતાં પણ કાંઇ ઉત્તર મળ્યો નહીં તે ઉપરથી દિવાને ઘરમાં તપાસ કરાવી, તો આખા ઘરમાં જેટલા મરદ નોકર હતા તે સર્વને સુજનસીંહની માફક બાંધેલા જોવામાં આવ્યા, અને હુશેનખાં પોતાની ઓરડીમાં કપાઇ ગયલો પડેલો જણાયો, એટલુંજ નહીં પણ તપાસ કરતાં તેના માથાનો બિલકુલ પતો લાગ્યો નહીં: આવો હૃદયભેદક વિચિત્ર ખેલ જોઈ દિવાન જ્યાં ઉભો હતો, ત્યાંજ ધરતી ઉપર મુર્છા ખાઇ બેશુદ્ધ થઈ પડયો. કેટલોક સમય આવી રીતે બેભાનાવસ્થામાં પડી રહી, આખરે જાગૃત થઇ ચમકીને ઉઠયો, અને

થોડા માણસોને સાથે લઈ બાગમાં બાર દ્વારવાળો બંગલો કે જેમાં બ્રહ્મચારી રામાનંદને કેદ કરવામાં આવ્યા હતા, તે તરફ દોડયો; જ્યાં પહોંચતાંજ સઘળા પહેરેગીરોની સુજનસીંહના જેવી સ્થીતિ દીઠી, અને એક પહેરેગીરને બ્રહ્મચારીવાળી ઓરડીમાં બાંધેલો પડેલો જોયો; અત્રે પણ આવોજ દેખાવ દ્રષ્ટીએ પડવાથી તે દિવાનાની માફક કાંઈ અસ્પષ્ટ ઉચ્ચાર કરતો મુર્છીત થઇ ધબ દેતો કે ભોંય ઉપર તુટી પડયો. સાથેના માણસોમાંથી કેટલાક દિવાનને સાવધ કરવાના ઉપચાર કરવા લાગ્યા, અને કેટલાક બાંધેલા પહેરેગીરોને બંધન મુકત કરવામાં રોકાયા.

સંક્ષેપમાં સુજનસીંહના અનુમાનાનુસાર સઘળા મરદો બંધાએલા માલમ પડયા, અને તે સર્વને બંધન રહીત કરવામાં આવ્યા. પછી દિવાન અંતઃપુરમાં ગયો, તો ત્યાં પણ તેજ લીલા જોવામાં આવી. જેટલી સ્ત્રીઓ, બ્રાહ્મણીઓ, દાસીઓ, દાઈઓ વિગેરે હતી તે સર્વની તેવીજ સ્થીતી જોઈ દિવાને તે દરેકને પોતાને હાથે બંધનથી છુટી કરી, નેપોતે પોતાની પત્નિ યમુનાના શયનગૃહ તરફ ગયો. પણ હાય ! તે બિચારીની પણ તેવીજ દશા હતી; તેને એવી દશામાંથી દિવાને ત્વરીત મુક્ત કરી, અને આ સર્વ કેવે પ્રકારે બનવા પામ્યું તે પુછવા લાગ્યો. જેના ઉત્તરમાં તેણે પણ સુજનસીંહને મલતીજ હકીકત કહી, જે સાંભળી દિવાને વિદ્યાને માટે પુછયું, તે ઉપરથી યમુના દિવાનને સાથે લઈ વિદ્યા ગત રાત્રિના દક્ષિણ તરફના જે ઓરડામાં વિમળા સાથે સુતી હતી ત્યાં ગઈ. પણ અરે ! ત્યાં શું જોયું ? ઓરડો તદન ખાલીજ હતો; વિદ્યા કે વિમળાનું ત્યાં નામ નીશાન પણ જણાતું નહોતું, એટલુંજ નહીં પણ વિદ્યાનો પલંગ તથા આખો ઓરડો રક્ત બીંદુઓથી ભરપુર દીઠો. આવો મનોવેધક દેખાવ નિહાળવાથી યમુના

તથા કપટસીંહ ગભરાટનાં માર્યાં બીલકુલ બોલી શકયાં નહીં, પણ સ્તબ્ધ થઇ એક બીજાના મ્હોં સામુ જોવા લાગ્યાં આખરે એ તે પ્રબળ ક્રોધાવેશમાં દિવાન બોલી ઉઠયો, " આ સઘળું કામ પેલા પાજી રામાનંદનું છે. "

દિવાન કપટસીંહને બ્રહ્મચારી રામાનંદ વીગેરે સંબંધી સર્વ હકીકત યમુનાથી ગુપ્ત રાખેલી હોવાથી તેણે અજાણ પણાનો ડોળ ઘાલી આશ્ચર્ય પામી હોય તેમ પુછયું:—

" રામાનંદ કોણ ? "

એ સાંભળી દિવાન પોતાની ભુલ ઉપર પોતાને ધીટ-કાર આપતો મનમાંજ બોલ્યો, " હું કેવો મુર્ખ છું, કે મે મારા ગુપ્ત ભેદની વાત યમુનાને કહી દીધી " પછી યમુના તરફ ફરીને બોલ્યો, " તે એક ભયંકર લુંટારો છે. "

ઉત્તર સાંભળી યમુના મનમાં હાસ્ય કરતી ચુપ રહી. એટલામાં નીચે શીપાઇઓમાં કોલાહલ થતો સાંભળી વળી શું નવી આફત છે ? તે જાણવાની આકાંક્ષામાં ગભરાટનો માર્યો દિવાન નીચે દોડયો, તો ઘરના સર્વ નોકર ચાકરોને હાથમાં પાણીના તાંબડા લઇ ગભરાટમા બહાર નીકળતા જોયા; એક નોકરને પુછતાં જણાયું કે પીપળાના વૃક્ષમાંથી અતિ ભયાનક અગ્ન પ્રકટી નીકળ્યો છે, તે સાંભળતાંજ દિવાન એકદમ ગાંડાની માફક બહાર ધસી આવ્યો, અને વૃક્ષની નજીક આવતાં તે વિશાળ વૃક્ષ ભયાનક અગ્નિના એક પહાડ માફક દ્રષ્ટીગોચર થવાથી ઉન્મતાવસ્થામાં તે બેબાકળો થઇ પોતાના નોકરોને પોકારી પોકારીને તથા ઇનામની લાલચ આપીને હરેક રીતે તે ઝાડને બચાવવા સારૂ કરગરવા લાગ્યો. તેના માણસોએ પણ તેની આજ્ઞા-નુસાર પોતાના પ્રાણની પણ દરકાર કર્યા શીવાય અગ્નીને શાંત પાડવા અતી પ્રબળ પ્રયાસ કર્યો, પણ સર્વ વ્યર્થ; ઉલટું દર પળે અગ્નિએ વિરાટ સ્વરૂપ ધારણ કરવા માંડયું. ખરી વાત તો એમ હતી કે જે સમયની આપણે હકીકત

લખીએ છે, તે વખતે આગ બુઝાવવાના બંબાઓ વીગેરે નહોતાં, તેથી તેવાં સાધનોની ગેરહાજરીમાં અગ્નિને કાબુમાં લઈ બુઝાવવાનું કાર્ય અતી વિકટ હતું. બાકી દીવાનના માણસોએ બીચારાઓએ તો હજારો ઘડા ભરીને પાણી તે વૃક્ષના મુળમાં નાંખ્યું, પણ તેનાથી શું થાય ?

અંતે બે પ્રહર વિત્યા બાદ અગ્નિએ પોતાનું વિરાટ રૂપ કમી કરીને તે વિશાળ વૃક્ષને સ્થાને અગ્નિનો એક ન્હાનો સરખો પહાડ બનાવી મુકયો, અને તે વૃક્ષનો પુરે પુરો વિનાશ થતાં સુધી તે અતી ક્રુર અને નિષ્ઠુર હૃદયવાળો પુરૂષ દિવાન કપટસીંહ પણ કાષ્ટની પ્રતિમા પેઠે ત્યાંજ ઉભો ઉભો તે અગ્નીની સાથે પોતાની હૃદયાગ્નિને પ્રજ્વલીત કરતો રહ્યો.

એક પ્રહર સુધી તે આવી સ્થીતીમાં રહ્યા બાદ તેનામાં કાંઈ ચૈતન્ય આવતા તે અતી ત્વરાથી પોતાના ભંડારગૃહ તરફ દોડયો, અને જે ગુપ્ત ઓરડીમાં તેણે વિનયચંદ્રના ચોરી આણેલા દસ્તાવેજો મુકયા હતા, ત્યાં તપાસ કરતાં ત્યાંથી ગુમ થયેલા જણાયા, એટલુંજ નહી પણ ત્યાં સઘળું અવ્યવસ્થિત પડેલું જોઈ તે નિર્ભાગી પુરૂષ ત્યાંજ ધરતી ઉપર બેસી ન્હાના બાળકની માફક છાતી ફાટ રડી કલ્પાંત કરવા લાગ્યો હાય ! અફસોસ ? તેને દિલાસો આપવાને સારૂ ને તેનાં દુષ્ટ કર્મોનો સ.થી હુશેનખાં પણ આ સમયે જીવતો રહયો નહતો; અને તેના સિવાયબાજા કોની તાકાત હતી કે તે અધમ દુરાત્માની પાસે જઈ તેને આશ્વાસન આપવાનું સાહસ પણ કરી શકે ?

બિચારી યમુનાએ કંઈકવાર તેની પાસે જવાની આજ્ઞા માંગી, પણ તે પાષાણ હૃદયના પુરૂષે પોતાનો દુરાગ્રહ નહીં છોડતાં નાજ પાડવાથી તે લાચાર બની બેસી નહી.

---

## પ્રકરણ ૧૭ મું.

શુપ્ત ગૃહ પરીક્ષા.

દિવસ વિતી ગયો પણ દીવાને આજે અન્નનો એક દાણો સરખો ખાધો નહોતો, કે જળનું એક ટીપું પણ પીધું નહોતું. સુર્યાસ્ત થતાં પહેલાં તેણે પોતાના ભંડારગૃહવાળી ખાસ ઓરડી ખોલી અતિ બારીકાઇથી તપાસ કરી, તો ફક્ત વિનયચંદ્ર વાળા દસ્તાવેજ સિવાય સઘળું સલામત જણાયું. પછી તેણે ત્યાંજ બેસી આજે આખા દિવસમાં તેના જોવા સાંભળવામાં આવેલા સઘળા વિચિત્ર બનાવો ઉપર ઘણી ગંભિરાઇથી અને શાંત ચિત્તથી અનેક તર્ક વિતર્ક કરવા લગ્યો, પણ કશું તેની ધારણામાં આવ્યું નહીં, તે વિચારના વમળમાં એટલો તો ગુંચવાઇ ગયો હતો, કે મધ્ય રાત્રી વિતી ગઇ તે પણ તેને ખબર નહોતી, કે તે પોતે કયાં છે ? અને ? શું કરે છે ? તથા હવે પછી શું કરવાનું છે? તેનું પણ તેને ભાન રહ્યું નહોતું.

મધ્ય રાત્રિ વિત્યાબાદ યમુના એક પ્યાલામાં થોડુંક દુધ લઇ જે ઓરડીમાં દિવાન પોતાના કુકર્મોના ભયાનક ચક્રવ્યુહમાં ફસાઇ પડી પોતાના ઉપર ભવિષ્યમાં આવી પડનાર ઘોર વિપત્તીનો ખ્યાલ કરતો તરંગ સાગરમાં ગોથાં ખાતો સમાધિસ્થ થઇ બેઠો હતો, ત્યાં આવી તેને સમાધિમાંથી જાગૃત કરી અનેક પ્રકારે તેના મનનું શાંત્વન કરી અતિ આગ્રહથી થોડું દુધ પાયું અને તે બિચારી પતિ પરાયણ પ્રેમદાની પોતાના પતિ પાસે બેસી બીજી આડી અવળી વાતો કરી તેનું દુઃખ ભુલાવવાની અતિ પ્રબળ ઇચ્છા છતાં દિવાને તેને એક ક્ષણભર પણ વધુ થોભવાની ના પાડવાથી તે બિચારી લાચાર થઇ ત્યાંથી પાછી ફરી. તેના ગયા બાદ દિવાને ઉઠી એક મીણબત્તી, એક કટાર

તથા દિવાસળીની પેટી પોતાની સાથે લઈ જે ઓરડીમાંથી વિનયચંદ્રવાળા દસ્તાવેજો યમુનાએ બ્રહ્મચારી રામાનંદને હવાલે કીધા હતા તેમાં પ્રવેશ કીધો.

અમે પાછલ લખી ગયા છીએ કે યમુનાએ તે ઓરડીમાંથી દસ્તાવેજનાં બંડલો કહાડીને જમીન પાછી ઠીકઠાક કરી દીધી હતી. પણ પ્રાતઃકાળમાં દિવાને પોતાના ઘરનાં સર્વ મનુષ્યોને વિચિત્ર દશામાં જોયાં હતાં, તેજ વખતે તે ઓરડીમાં તપાસ કરતાં કોઇએ તે જમીન ખોદેલી હતી તે વાત તેનાથી છુપી રહી નહોતી. દિવાને તે ઓરડીમાં જઈ તેનાં દ્વાર અંદરથી બંધ કરી સીડીદ્વારા જે ઓરડીમાં કાગળોવાલી પેટી ખાલી પડી હતી તેની અંદર પ્રવેશ કરી તેમાંથી ખાલી પેટી ઉંચકી ઉપરની ઓરડીમાં ફેંકી, અને પછી પોતાની કમ્મરેથી કુંચીનો ઝુમખો કહાડી તેમાંથી એક કુંચી તે ઓરડીની પુર્વ બાજુની દિવાલમાં એક કૃત્રિમ સર્પાકાર બનાવેલો હતો તે સર્પના નેત્રમાં ખોશી. કેટલીક વાર સુધી બન્ને બાજુએ ફેરવ્યાથી એક મ્હોટા અવાજ સાથે તે દિવાલમાંથી એક કાળા પત્થરનું દ્વાર ખુલી ગયું, અને તેમાંથી માત્ર એકજ માણસને અંદર પ્રવેશ કરવા લાયક રસ્તો બની રહ્યો. બત્તી કટાર તથા કુંચીનો ઝુમખો લઇ દિવાન તેમાં દાખલ થયો. તે ઓરડી બે હાથ પ્હોળી અને બાર હાથ લાંબી હતી. તેમાં પણ દક્ષિણ બાજુની દિવાલમાં પ્રથમની ઓરડી મુજબ કૃત્રિમ સર્પાકાર હતો. તેની આંખમાં કુંચી ફેરવ્યથી એક દ્વાર ઉઘડ્યું. તેમાં પ્રવેશ કરી વીસ પગથીઆની એક સીડી ઉતરી દક્ષિણ દીશા તરફનું મુખ કરી સુરંગમાં આગળ ચાલવા લાગ્યો. અંતે વિનયચંદ્રને પોતાના ખંજરવાળા જે ભોંયરામાંથી દસ્તાવેજ વિનની ખલી પેટીઓ મળી આવી હતી ત્યાં અટક્યો.

અમે પ્રથમ લખી ચુકયા છીએ કે ભોંયરાવાળી સુરંગ કે જેનું દ્વાર દિવાનના મેહેલની એક ઓરડીમાં પડતું હતું, અને તેનું મ્હોં ઇંટો, ચુનાથી પુરી દીધું હતું; પણ તે હાલ ખુલ્લું હતું અને તેમાં દિવાનજી ખુદ હાલ હાજર હતા. કેટલોક સમય દિવાન તે ભોંયરામાં આમથી તેમ ફરવા લાગ્યો. પછી તેમાંથી બહાર નીકળી તે અગ્નિથી બળીને ખાખ થયલા આખા ખંડિએરમાં ફરવા લાગ્યો, આવી રીતે થોડીવાર કર્યા બાદ તેણે પાછો સુરંગદ્વારા પોતાના ઘર તરફનો રસ્તો લીધો, અને જે ઓરડીમાંથી પ્રથમ તે સુરંગમાં દાખલ થયો હતો તેમાં આવી તેનું દ્વાર અંદરથી બંધ કરી તેજ ઓરડીની ઉત્તર બાજુની દિવાલમાં પ્રથમ જણાવ્યા મુજબ સાપની આંખમાં કુંચી ફેરવતાંજ એક બીજુ દ્વાર જણાયુ; તેમાં પ્રવેશ કરી સીડી ઉતરીને તે એક બીજી સુરંગમાં દાખલ થયો. તે સુરંગ પ્રથમ કરતાં સાંકડી હતી; તેમાં ચાલતાં ચાલતાં તે એવી જગ્યાએ આવી પ્હોંચ્યો કે જ્યાં બે રસ્તા હતા. એક રસ્તો પશ્ચિમ તરફ તથા બીજો ઉત્તર ફંટાતો હતો. પણ તે ઉભય રસ્તા પત્થરના ખડકથી એવા તો ઢંકઇ ગયલા હતા કે ત્યાં આગળ દ્વાર હશે એવી કલ્પના પણ કરી શકાય નહીં.

દિવાને પ્રથમ પશ્ચિમ તરફનું દ્વાર ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો; અમારા વાંચકોએ જાણવું અવશ્યનું છે કે દિવાને આ સુરંગમાં જેટલાં દ્વાર ઉઘાડયાં તથા બંધ કર્યાં, તે સર્વ પણ પ્રથમની સુરંગમાં બતાવ્યા પ્રમાણેજ હતાં. આ સુરંગમાં થઇને જે દ્વાદશ દ્વારવાળા બંગલામાં બ્રહ્મચારી રામાનંદને બંધ કરવામાં આવ્યા હતા, તેની નીચેના ભાગમાં દિવાન આવી પહોંચ્યો. ત્યાં જમીનમાં કેટલાક કુવા ખોદેલા હતા; અને તે સર્વે ઉપર લોઢાનાં ઢાંકણાં ઢાંકેલાં હતાં. દિવાને એક પછી એક દરેક કુવાનાં ઢાંકણાં ઉઘાડીને કપુરના

કટકા સળગાવી તેમાં ફેંકીને દરેકમાં એકેક વાર ઝાંખી કરીને પાછા બંધ કરી દીધા; પણ તે ઢાંકણાં ઉઘડતાંની સાથેજ માંહેથી એવી તો દુર્ગંધ ઉઠી કે જેનું નામ ! પ્રિય વાંચનાર ! તેનું કારણ એટલુંજ કે તે ચાંડાલ, નર-પિશાચ મનુષ્ય દિવાન કપટસીંહ જે જે નિર્ભાગી મનુષ્યોના પ્રાણ લેવા ઇચ્છતો, તે સર્વેને આ સ્થળે લાવી કુવામાં ફેંકવામાં આવતાં. જો કોઇ ત્રાહિત પુરૂષ આવી. તપાસ કરે તો તે કુવાઓમાંથી કાંઈ સેંકડો નિરપરાધી મનુષ્યનાં હાડપિંજર મળી આવે.

તેની સામે જમીન ઉપર એક ખાટલો મુકેલો હતો તેના ઉપર બેસી દિવાને તેના એક પાયામાં કુંચી ફેરવી કે તે ખાટલો ધીમે ધીમે ઉપર છત તરફ ચઢવા લાગ્યો, અને જ્યારે છત બે હાથ ઉંચે રહી ત્યારે દિવાને જરા ઉભા થઇને છતમાંના એક કાણામાં કુંચી ઘાલી ફેરવ્યાથી ધિમા અવાજની સાથે પત્થરનું એક ન્હાનું દ્વાર ઉપરની બાજુએ ખુલ્યું, અને તેમાંથી દ્વાદશ મુખવાળા બંગલામાં જવાનો રસ્તો થયો, તે દ્વારથી દિવાન અંદર ગયો. તે બંગલાની ચારે બાજુએ ત્રણ ત્રણ દ્વાર હતાં અને તે સર્વ દ્વાર સર્પના નેત્રમાં કુંચી ફેરવી ખોલવામાં તથા બંધ કરવામાં આવતાં હતાં. તે બંગલો બે મજલાનો હતો. બંગલાના જે ભાગમાં હાલમાં દિવાન હતો તે ભાગ સારી રીતે સણગારેલો હતો. તેમાં ગાદી, તકીઆ, પલંગ, ખુરશી, ટેબલ, હાંડી, ઝુમર, મોટા આરસા વિગેરે શોભાની તથા આરામની સર્વ સામગ્રી ત્યાં ગોઠવેલી હતી; અને તે બંગલાનાં દરેક દ્વાર લોખંડના મજબુત સળીઆથી એવા તો બંધ કરવામાં આવ્યાં હતાં કે જે ભાંગીને ઇયાનો કાપીને દ્વાર ઉઘાડવાનું કાંઇ સહેલ નહોતું; પણ ઉપરની તદબીરથી તે એક ક્ષણ વારમાં ખુલી જતાં. તે બંગલાની ઉપરની છતમાં એક કડું જડેલું હતું, અને તેને એક મજબુત દોરીથી બાંધેલો એક ઘંટ લટકતો હતો;

તે ઘંટને દિવાને એક કુદકો મારીને જોરથી પકડી લીધો. અને નીચે આવી એવા તો બળપુર્વક તેને ધરતી ઉપર પછાડયો કે તે કડું નીચે છુટી પડી છતની અંદર જવાનો માર્ગ બની રહ્યો, તે ઘંટની બરાબર નીચે જમીનમાં એક બીજું પિત્તલનું મ્હોટું કડું જડેલું હતું, તેની સાથે ઘંટને રસીથી મજબુત બાંધી ઉપરના કડાને ભાઝી તે બંગલાના બીજા મજલા ઉપર ગયો. ત્યાં અનેક જાતના અસ્ત્ર છસ્ત્ર તથા કોઇ બિચારા દુર્ભાગી મનુષ્યનું ખાલી હાડપીંજર પડેલું હતું. અને એક મેજ ઉપર પિત્તલના આઠ ગોળ ડબ્બા હતા, અને તેના ઉપર અનુક્રમે નંબર કોતરેલા હતા; છેમાંથી છઠ્ઠા નંબરવાળો દાબડો દિવાને હાથમાં લઇ નીચે પત્થરની જમીનમાં એવાતો જોરથી પછાડયો કે પકવ થયલા દાડમની માફક તે ફાટી તેમાંથી એક કુચી નીકળી પડી, તે લઇ તેણે પોતાના ગજવામાં મુકી; અને પેલા કડાની સહાયતાથી તે પાછો નિચે ઉતર્યો. બંગલાના આ બીજા મજલાને પણ બાર દ્વાર હતાં. અને તે સઘળા પ્રથમના નિયમથીજ ખુલતાં હતાં.

દિવાને નીચે આવી દોરડું કાપી નાંખ્યું, અને ઘંટને છુટો કર્યો કે તરતજ તે પોતાના અસલ સ્થાને ગોઠવાઇ છત પુરાઇ ગઇ; પછી તે પેલાજ ખાટલા ઉપર બેસી સઘળાં દ્વાર બંધ કરતો નીચે સુરંગમાં જયાં આગળ બે રસ્તા જુદા પડતા હતા, ત્યાં આવી પ્હોંચ્યો; ત્યાંથી જેરસ્તો ઉપરનો હતો ત્યાં આવ્યો. તેના દ્વાર ઉપર એક ભયંકર સીંહ એક મદાન્ધ હાથીના ઉપર સ્વારી કરી બેઠાનો કૃત્રિમ આકાર બનીવેલો હતો; તે સીંહના મુખમાં તેણે પેલી છઠ્ઠા નંબરવાળા દાબડામાંથી મળેલી કુંચી ઘાલી ફેરવી કે તરતજ એક ગર્જના સહિત તે સીંહ હાથીની પીઠ ઉપરથી ઉંચે જવા લાગ્યો; અને ઉપર દિવાલમાં એક દ્વાર જેવો રસ્તો થવાથી દિવાને તે દ્વારા અંદર પ્રવેશ કર્યો તો; અંદર

પણ ઉપર જણાવ્યા મુજબ સીંહ તથા હાથીનો કૃત્રિમ આકાર બનાવેલો હતો. ત્યાં સીંહનાં મુખમાં કુંચી ઘાલી પ્રથમથી ઉલટી રીતે ફેરવવાથી તે દિવાલની વચમાંનું દ્વાર બંધ થઈ બહારના દ્વારવાળો સીંહ પાછો ફરી હાથીની પીઠ ઉપર પોતાને અસલ સ્થાને ગોઠવાઈ જતો. આ રીતે દિવાને હાલ જે ઓરડીમાં પ્રવેશ કર્યો તે સમચોરસ વીસ ફુટ હતી; અને તેમાં લોખંડની બાર મોટી મજબુત પેટીઓ જમીનમાં અડધી દાટેલી હતી દિવાને પેલીજ ચાવીથી એક પછી એક એમ અગીઆર પેટીઓ ખોલી અને પાછી બંધ કરી તે દરેક પેટીઓ અમુલ્ય ઝવેરાત તથા મ્હોરોથી ભરેલી હતી. અને બારમી પેટી ખોલી જોતાં તેમાંથી નીચે ઉતરવાની સીડી જણાઈ; તે દ્વારા તે નીચે ઉતર્યો. અને એક એવી ઓરડીમાં આવ્યો કે જેની ચારે બાજુની દિવાલો કાળા પત્થરોની બનાવેલી હતી, અને વચમાં એક ગોળાકાર દાદર છેક નીચે જમીન સુધી હતો; તે દાદર ઉપરથી ઉતરી દિવાન છેક નીચે આવ્યો તો તેની ચારે બાજુની દિવાલોમાં સીંહના વાહન સહીત શ્રી દુર્ગાની એકેક મુર્તિ હતી.

પ્રથમ દક્ષિણ બાજુની મુર્તિવાળા સીંહના મુખમાં કુંચી ફેરવતાંજ તેમાં રસ્તો થયાથી તે અંદર ગયો તો તે ઓરડી દરેક જાતનાં હથીઆરોથી ભરેલી હતી અને ત્યાં પણ કોઈ દુર્ભાગી મનુષ્યનું હાડપિંજર પડેલું હતું. ત્યાં આવી દિવાન જાણે કોઈ વસ્તુની શોધમાં હોય તેમ ઘણા ધ્યાનથી તપાસ કરતો ચોગરદમ ફરવા લાગ્યો; પણ તેમાં જાણે નિષ્ફળ થયો હોય તેમ ત્વરાથી ત્યાંથી પાછો ફરી પશ્ચિમ બાજુની દિવાલમાં પ્રથમની રિતીએ માર્ગ બનાવી તેમાં પ્રવેશ કર્યો તો તે ખંડમાં કેટલાક હિણભાગી જીવોનાં ખોલીઆં માત્ર છતમાં કડામાં લટકતાં હતાં, અને સુકાઇને માત્ર તેમનાં હાડપિંજરજ બાકી રહ્યાં હતાં; તે સિવાય ત્યાં એક કુવો હતો, જેના મુખ ઉપર ત્રાંબાના

પતરાનું ઢાંકણુ હતું; તેને સ્પર્શ કરતાંજ દિવાન મુર્છિત થઇ ધરતી ઉપર પડી ગયો. આસરે એક કલાક સુધી બેશુદ્ધાવસ્થામાં રહ્યા પછી તેને ભાન આવ્યાથી તે ઉઠી બેઠો થયો, અને તે કુવાના ઢાંકણ સામું આશ્ચર્યજનક દ્રષ્ટીથી જોવા લાગ્યો. થોડી વાર સુધી તો તે એકાગ્ર ચિત્તથી તે તરફ જોતો અને ગંભિર વિચાર કરતોજ બેસી રહ્યો. બાદ ત્યાંથી ઉઠી તે દ્વાર બંધ કરી પુર્વ બાજુએ પ્રથમ મુજબજ રસ્તો કરી તેમાં જેવો પ્રવેશ કરવા જાય છે તેવોજ સામું ઉભેલા એક પુતલાએ પોતાના હાથમાંની તરવાર તેની સામું ઉગામી. એટલુંજ ઠીક થયું કે દિવાન જરા હોંશીઆરીથી પાછો હઠી ઓરડીની બહાર નિકળી ગયો, નહીંતો ત્યાંજ તેના પાપાત્માનો અંત આવી જાત. પુનઃ તેણે તે ઓરડીમાં પ્રવેશ કરવાની હિંમતજ કરી નહીં. પણ માત્ર બહારથીજ ઝાંખીને નિહાળવા લાગ્યો, તો ફક્ત તે સમશેર બહાદુર પુતળા સિવાય અન્ય કાંઈ દ્રષ્ટિએ પડયું નહીં. અંતે તે દ્વાર બંધ કરી ઉત્તર તરફ રસ્તો કરી તેમાં પ્રવેશ કર્યો તો એક અતિ વિશાળ ઓરડો જોવામાં આવ્યો. તેમાં એક માણસને રહેવા લાયક સર્વ સામાન ગોઠવેલો હતો. તેમાં હવા તથા ઉજાસ આવવા સારૂ ચોપાસ ન્હાનાં જાળીઆં મુકેલાં હતાં અને તેની આસપાસ પિપળાના વૃક્ષની મુળીઓ આવેલી હતી.

અમારા સુજ્ઞ વાંચકો સમજી ચુકયા હશે કે સુરંગની અંદર આવેલી આ પેલી જગ્યા હતી કે જેની ઉપર પેલું અતિ વિશાળ પુરાનું પિંપળાનું વૃક્ષ હતું: જેનો ગઇ કાલે કોઇએ અગ્નિથી નાશ કર્યો હતો. ઉપરથી તો તે વૃક્ષ જો કે બળી ખાખ થઇ ગયું હતું તોપણ તેનું મુળ તો હજુ સુધી સલામત હતું. આ વખતે તે ઓરડામાં એટલી તો ગરમી લાગતી હતી કે દિવાનથી ત્યાં એક ક્ષણ પણ થોભી શકાયું નહીં. તેથી તે બહાર નિકળી તેના દ્વાર બંધ કરી

પેલી ગોળાકાર સીડી ઉપર ચઢી પેલી લોખંડની પેટીદ્વારા બહાર નિકળી સઘળા દ્વાર બંધ કરતો કરતો જે રસ્તે સુરંગમાં દાખલ થયો હતો. તેજ રસ્તે પાછો ફરી પોતાના મહેલની ભંડારગૃહવાલી ઓરડીમાં આવી પોંહચ્યો; અને ત્યાં સઘળું વ્યવસ્થિત કરી તેનું દ્વાર ખોલી બહાર નિકળી પોતાના ખાનગી ઓરડા તરફ જવા લાગ્યો ત્યારે પ્રભાતનાં સોનેરી કિરણો આસમાની વાદળ ઉપર છવાઇ રહ્યાં હતાં.



## પ્રકરણ ૧૮ મું.

### હૃદય દંશ.

બીજે દિવસે પિંપળાના વૃક્ષની સર્વ અગ્નિ શાંત પડવાથી દિવાને સઘળા કોલસા તથા રાખ ત્યાંથી સાફ કરાવી તો જમીનમાં એક ઘણું ભારી અને બે ગજ લાંબું લોખંડનું પુતરૂં દટાયલું જણાયું. આખો દિવસ તો દિવાન ધૈર્ય ધારી બેસી રહયો, પણ મધ્ય રાત્રિના સમયે ત્યાં જઈ એક કુંચીની સહાયતાથી તે લોખંડનું દ્વાર ઉઘાડી નીચે ઉતરી બત્તીના પ્રકાશથી આમ તેમ ફરી કાંઇ તપાસ કરી પછી એકદમ ઉપર આવ્યો અને એકાએક મ્હોટે સાદે બોલી ઉઠયો—“ગજબ થયો !” “મારાં પાપ કર્મનો ઘડો પુર્ણ ભરાઇ ચુકયો છે.” “મારાં દુષ્ટ કર્મોની આથી વધારે સાબીતીની શી જરૂર છે !” “આથી મારો વિનાશ થવાનો તો નક્કી છે ! તો પછી પ્રાણઘાત કરી જીંદગીનો અંત શામાટે ન આણું ?”

પછી સાવધ થઈ તેણે તે લોખંડના ઢાંકણને ઘણા શ્રમથી ભાંગી તોડીને દુર કીધું. અને પોતે જાતે ઈંટો, પત્થર તથા ધુળ વીગેરેથી તે અતિ વિશાળ ખાડો પુરવા લાગ્યો. પણ તેના એકલાથી શું થાય ? તેણે અહોરાત્રી

પોતાથી બન્યુ તેટલી મહેનત કરી ને ખાડો પુરવા તજવીજ કરી, પણ સઘળું વ્યર્થ !

ગત પ્રકરણમાં જણાવી ગયા છીએ કે તે વૃક્ષની નીચે એક અતિ વિશાળ ઘર હતું, તો પછી તે એકલા દિવાનથી શી રીતે પુરી શકાય ? આખરે લાચાર થઈ સહવાર પડતાં તેણે સેંકડો માણસો કામે લગાડી તે ખાડો એવી તો સફાઈથી પુરાવી નાંખ્યો કે તે સ્થળે પ્રથમ અતિ વિશાળ વૃક્ષ હતું તેવી કલ્પના પણ થઈ શકે નહીં.

ત્રણ દિવસ સુધી દિવાન કપટસીંહ એટલો તો ગભરાટમાં રહયો કે તેને ખાવા પિવાનું તથા સુવાનું પણ ભાન નહોતું.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### વિદ્યા અને મોહિની.

"વળી પાછી તું ખુણામાં બેસી અશ્રુપાત કરવા લાગી?" એમ બોલી એક અતિ લાવણ્ય સંપન્ન યુવતીએ ત્વરીત આવી એક તેર ચૌદ વર્ષની બાળીકાના અશ્રુથી ભીંજાયલા નેત્રો લુછી નાંખી તેને પોતાના હૃદય સરસી ચાંપતી પુનઃ બોલી—

"જો તું નિશદિન આવી રીતે કલ્પાંત કર્યા કરશે તો મારા પ્રાણ નીકળી જશે ! વ્હાલી બહેન ! તું શા માટે ઉદાસ થાયછે? તું શા માટે અશ્રુપાત કરેછે?"

અરે ! આ અસ્રુપાત કરતી બાળા તો આપણી વાર્તાની નાયીકા વિદ્યા છે! હા! હા! તે વિદ્યાજ છે, પણ તે આ સમયે કયાં છે? તેમજ તેના અસ્રુ લુછી તેનું શાંત્વન કરનારી અન્ય સુંદરી કોણ છે?

વાંચક ! જરા ધૈર્ય ધરા તે આગળ ચાલતાં જણાશે. હાલ તો તે ઉભય સુંદરીઓનું ભાષણ જરા લક્ષ પુર્વક શ્રવણ કર.

વિદ્યા તે અપરિચીત રમણીને ગળે બાઝી બોલી, "વ્હાલી મોહિની ! મારો જીવ મારી માતાને સારૂ ઘણો ગભરાય છે. મારા પિતાજીએ ઘેર આવતાં વાર તેના ઉપર કોણ જાણે શું જુલમ ગુજાર્યો હશે ?

વાંચનાર ! તે અન્ય સુંદરીનું નામ મોહિની હતું, તે હાસ્ય કરતી બોલી--

" સખી, તું ઘણી પક્કી જણાય છે. મનની વાત ગુપ્ત રાખી અન્ય વાતને ઓઠાં રૂપે બતાવે છે. પણ તારી ઉદાસીનું મુખ્ય કારણ મારાથી ગુપ્ત રહ્યું નથી ! સમજી કે ?

વિદ્યા—( સાનંદાશ્ચર્યથી ) તો કહે વારૂ ! હું શા માટે દિલગીર છું ?

મોહીની—તારા હૃદયચોર વિનયચંદ્રને માટે !

આ સાંભળી વિદ્યા શરમની મારી નીચું જોઇ રહી, પણ મોહિની તેનું મુખ પકડી ઉંચું કરી હાસ્ય કરતી બોલી, " કેમ ! મેં કેવો ચોર પકડયો ? સખી ! એક દિવસ મારી પણ એવીજ દશા હતી, પણ જ્યારથી મારા પ્યારા કુસુમચંદ્રને મળી ત્યારથી અદ્યાપિ પર્યંત શ્રી જગદીશ્વરની કૃપાથી વિરહવ્યથા સહન કરવાનો પ્રસંગ આવ્યો નથી.

વિદ્યા— ઇશ્વર કરેને કોઇને પણ પોતાના વ્હાલાનો વિયોગ થવાનો પ્રસંગ આવે નહીં ! પણ આ સમયે તો ખચીત હું મારી માતાના વીચારથીજ ખીન્ન છું. મને અહીં આવ્યાને આજ ચાર દીવસ થયા છે, તે દરમ્યાન તે બીચારીની શી દશા થઇ હશે ?

મોહીની—સખી, તે બાબતની તારે બીલકુલ ચીંતા કરવાનું કારણ નથી. તારી માતાના હસ્તાક્ષરનો પત્ર ગઇ કાલેજ અત્રે આવેલો છે. તારી ઇચ્છા હોય તો તે તને

બતાવું; પણ તે એક સરતે, કે તેં તે પત્ર વાંચ્યો છે અથવા તે સંબંધી તને કાંઈ પણ ખબર છે એવું કોઈને કહેવું નહીં.

વિદ્યાએ તે વાત ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા લીધાથી મોહિનીએ પોતાની ચોળીના ગજવામાંથી એક પત્ર કહાડી તેના હાથમાં આપ્યો, તે પત્ર કેટલીકવાર વાંચી પાછો મોહિનીને સ્વાધીન કરતાં વિદ્યા હાસ્ય વદનથી બોલી—"પ્રિય બ્હેન, હવે હું ઉદાસ નહીં રહું."

મોહીની—સખી, તને ઉદાસ રહેતી જોઈ ગુપ્ત રીતે આ પત્ર તને વંચાવવા સારૂજ લાવી હતી, કે જેથી તારી ઉદાસી દુર થાય. પણ પ્યારી સખી, વે તારા વ્હાલાની વાત ઉડાવી કાંઇ જવાબ આપ્યો નહીં ! શું હું તારા વ્હાલાને છીનવી લેવાની હતી. ?

વિદ્યા—સખી, તું ઘણી બેશરમ છે !

મોહિની—(પોતાના હોઠ તેના હોઠને લગાડીને) સખી તે ખરૂં કહ્યું, બેશરમનો મુખો તો ફકત ગંગા સ્નાન કરવાને બ્હાને માતુશ્રીની આજ્ઞા લઇ જે દિવસે મારા વ્હાલા વિનયચંદ્રને મળવા ગઇ હતી, તે દીવસેજ ઓઢયો હતો. અને-

વિદ્યા—( તેને બોલતી અટકાવી વચમાં ) મને લાગે કે રાંડ વિમળાએ સર્વ હકીકત તને નીવેદન કરી હશે ! તેથી તું મને આમ સતાવે છે !

મોહીની—વિમળાએ તો નહીં, પણ ખુદ તારા પ્યારા વિનયચંદ્રે સઘળું રામાયણ મને કહી સંભળાવ્યું છે.

વિદ્યા—( અધિરાઈથી ) તે કયાં છે ?

મોહીની—( હાસ્ય કરતી ) ઓહો ! વ્હાલાને ભેટવા સારૂ ઘણી આતુર થઇ રહી છે ? કેમ ?

વિદ્યા—સખી તું ઘણી પક્ષી છે !

મોહીની—તેથી તો મેં તારા વ્હાલાને વશ કરી લીધો છે. માટે તું હવે બીજો પતી ખોળી લેજે.

વિદ્યા—( દીન મુખથી ) સખી હું તને પગે પડું છું. મને વધુ સતાવ નહીં.

મોહીની—( મશ્કરી કરતી ) એટલે એમ કહેની કે તને તારા વ્હાલા સાથે મેળવી આપું-! પણ તેનું કાંઈ ઇનામ આપશે કે નહીં ?

વિદ્યા—( શરમથી નીચું મુખરાખી ) સખી, શું ઈનામ આપું ?

મોહીની—વાહરે વાહ ! શાબાશ ! વ્હાલાને મળવાનું સાંભળી કેવી ખુશી થઈ ગઇ ! જાણે તારા પ્રિતમને મારા ખોળામાં સંતાડીને લાવી હોઉં નહીં ?

વિદ્યા-( નીરાશ થઈ ) હાય ! સખી, તું મને આટલી બધી શામાટે શરમાવે છે ?

મોહીની—કારણ લજ્જા એ સ્રીનું મુખ્ય ભુષણ છે ! અને લજ્જા વગરની સ્ત્રી કોડીની કીંમતની છે !

વિદ્યા-ત્યારે હું પણ હવે તારી સાથે બેશરમી બનીશ ત્યારે તું માનશે, કેમ ?

મોહીની-શાબાશ ! ખરી હોંશીયાર ! વારૂ! જોઉં તો ખરી કે તું ક્યાં સુધી પ્હોંચે છે ?

વિદ્યા—( હાસ્ય વદનથી ) પ્રિય સખી ! તું એવી તો રંગીલી અને રસીલી છે કે મ્હારૂં મન ત્હારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે.

મોહીની—વાહ ! એતો અતિ ઉત્તમ ! પણ સખી કહે તો ખરી કે, “તું મ્હારી પત્ની થવા ઇચ્છે છે કે પતિ ?”

બિચારી વિદ્યા આ સાંભળી ક્ષણ ભર લજ્જીત થઇ નીચું મુખ ઘાલી કતરાતી આંખે મોહિની તરફ જોઇ માત્ર હાસ્ય કરવા લાગી; કારણ તેને અદ્યાપિ પર્યંત કોઇની

સાથે આટલો બધો વિનોદ કરવાનો પ્રસંગ પડયો નહોતો; કે જેથી તે મોહીનીના વાક ચાતુર્ય આગળ ટકી શકે ! તેને ચુપ થયલી જોઈ મોહિની બોલી—"જવાબ આપે તો વરમાળ પહેરસુ."

વિદ્યા–( દીન થઇને ) સખી, હવે મ્હારો કેડો છોડ. હું તો ત્હારાથી મ્હાત થઇ !

મોહીની—ઓહો ! ત્યારે સ્પષ્ટપણે એમજ કહેની કે, " મને વિનયચંદ્ર સિવાય અન્ય કોઇ સાથે વાત કરવી ગમતીજ નથી. "

વિદ્યા–( હસીને ) લે ત્યારે તેમ; પણહવે તો કેડો છોડ.

મોહીની–હવે એમ છોડવાની હતી કે ? હવે તો હું તારી શોકય થવાની છું.

વિદ્યા–સખી, વગર વિચાર્યું શું બોલે છે ? તારૂં તો લગ્ન થયલું છે.

મોહીની - એમાં વગર વિચાર્યું શું બોલી ? જોને દ્રૌપદીને પાંચ પતિ હતા, તો હું બે પતિ કરીશ તેમાં ખોટું શું

વિદ્યા–તો પછી તારા જેવી શોકયનાં ચરણ ધોઇને પીવાનું પણ હું પસંદ કરીશ.

મોહીની—( અતિ પ્રેમના આવેશમાં વિદ્યાને ચુંબન કરીને ) બસ, સખી બસ, હું ત્હારૂં પાણીજ જોતી હતી; ત્હારો છેલ્લો ઉત્તર સાંભળી હું અતિ પ્રસન્ન થઇ છું. "આ લે, ત્હારા પ્રિયતમનો પત્ર, તે વાંચી તેનો પ્રતિઉત્તર આપવાની ઇચ્છા હોય તો તે પણ સત્વર લખી આપ." એમ કહી વિદ્યાના હાથમાં એક પત્ર મુકયો; તે વિદ્યાએ ઘણા હર્ષથી હૃદય સાથે ચાંપી વાંચવા લાગી. તે પત્ર નિચે મુજબ હતો.

રમણી રત્ન પ્રિય વિદ્યા,

" ત્હારા અત્રે આગમનના સમાચાર આજરોજ ભાભીથી " " સાંભળી અતિ હર્ષ થયો છે. " કેટલાક ચોક્કસ

કારણોને લીધે " " ત્હારૂં આગમન અત્રે એટલું તો ગુપ્ત રાખવામાં આવ્યું છે" "કે અદ્યાપિ મને પણ ખબર નહોતી એટલુંજ નહીં પણ જે" "દિવસથી ત્હારૂં અત્રે આગમન થયું છે તે દિવસથી મ્હારા " "ઉપર ખાસ નજર રાખવામાં આવે છે કે આપણો મેળાપ થવા" "પામે નહીં; તોપણ એટલુંજ તો ખાત્રીથી માનજે કે જે કાંઇ " "કરવામાં આવે છે તે સર્વ આપણા હિતાર્થેજ છે છતાં વ્હાલી !" " આ અધિર મન માનતું નથી. અન્ય તો કાંઈ નહીં પણ" "માત્ર ત્હારા કોમળ હસ્તથી બે શબ્દ લખી મોકલીશ તો" "મ્હારા વિરહાગ્નિથી બળતા હૃદયને યત્કીંચિત શાંતિ મળશે." "અને ઈશ્વર કૃપાથી જો કોઈ યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થાય તો " "આપણી મુલાકાત કરાવી આપવાનું ભાભીએ વચન આપ્યું" "છે. તું પત્ર લખી ભાભીને આપજે તે કોઈ પણ રીતે મને " "પ્હોંચાડશે. વ્હાલી ! ધૈર્ય ધરજે. ગભરાઇશ નહીં. હું હરેક" "રીતે ત્હારોજ છું."

ત્હારા મુખચંદ્રનો અભિલાષી ચકોર,

વિનયચંદ્ર

પત્ર વાંચતાં વાંચતાં વિદ્યાના મુખ ઉપર અતિ હર્ષના વિકારો ઉદ્ભવતા જોઇ મોહિની ઘણી ખુશ થઇ અને પોતાના મનસાથે નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે એ ઉભય પ્રેમીઓનો સંયોગ કરાવી આપવો જોઈએ.

વિદ્યાએ પત્ર વાંચી રહ્યા બાદ જેવી પોતાની દ્રષ્ટિ બહાર કહાડી કે તરતજ મોહિની હસીને બોલી—"કેમ સખી, મ્હારી કરામત જોઈ કે ? "

વિદ્યા—(હર્ષથી તેને ગળે વળગી પડી ) હા, જેઠાણીજી અને તેથીજ તમે અત્યારસુધી મને બનાવતાં હતાં.

મોહિની—વારૂ સખી, પત્રનો કાંઇ પ્રતિ ઉત્તર આપ્યો છે ?

વિદ્યા–સખી, તુંજ લખી આપ.

મોહિની—હા, હા ! વાત તો ખાસ્સી મજાની ! તો એમ કેમ કહેતી નથી કે "મ્હારા વતીની વરમાળ પણ તુંજ પહેરાવજે."

વિદ્યા—સખી, ત્હારી જીભમાં જરાએ લગામ નથી—

મોહિની—કારણકે મનોભાવ ગુપ્ત રાખવાની વિદ્યામાં હું કુશળ નથી. સખી, "મનમાં ભાવ અને મુંડી હલાવવી" એ તો તનેજ આવડે ! હું તો વિનયચંદ્ર પાસે, જઇને સાફ કહીશ કે, જેને તમે હ્રદયેશ્વરી માનો છો, તેના હ્રદયમાં તમારા પ્રત્યે બીલકુલ પ્રેમ નથી.

વિદ્યા—સખી, તું ખરેખર ગજબ કરે છે ? તારા જેવી કુશળ સ્ત્રીઓ દુનિઆમાં થોડીજ હશે.

મોહિની—(રીસાવાનો ડોળ ઘાલી) વારૂ ! તો હું આ ચાલી, અને—

વિદ્યાએ તેનો પાલવ પકડી રોકી અને બોલી—"સખી મ્હારા બોલવાનો ગુસ્સો લાવીશ નહિં; ખડીઓ, કાગળ અને કલમ મને આણી આપ:—

મોહિની—સર્વ વસ્તુઓ મ્હારા ઓરડામાં છે, ત્યાં જઇ તું પત્ર લખી તૈયાર રાખ, એટલામાં હું જરૂરના કામ પ્રસંગે જઈ આવું છું.

એમ કહી મોહિની ત્યાંથી ચાલી ગઈ, અને વિદ્યા તેના ઓરડામાં જઈ પોતાના પ્રિયતમના પત્રનો—ઉત્તર લખવા લાગી. જ્યારે પત્ર પુરો લખાઈ રહ્યો, ત્યારે એક પરબીડામાં મુકી ગુંદરથી બંધ કરવા લાગી; એટલામાં મોહિની આવી પોંહચી.

વિદ્યા (હાસ્ય કરતી)—લ્યો જેઠાણીજી

મોહિનીએ કાંઈ પણ બોલ્યા વગર તે પત્ર પોતાના હાથમાં લઈ જાણે પોતેજ તે પત્રની માલીક હોય તેમ પરબીડું ફોડી તેને ફાડી દુર ફેંકી દઈ પત્ર ઉકેલી વાંચવા

લાગી. આવો વિચિત્રજોઈપ્રકાર વિદ્યા અતિ લજ્જાસ્પદ થઈ અને મોહિનીના હાથમાંથી પત્ર છિનવી લઈ ફાડી નાંખવાનો વિચાર પોતાના મનમાં કરવા લાગી; પણ, તેની તે ઇચ્છા મોહિની જેવી ચાલાક સ્ત્રી આગળ શું ચાલી શકે? તેની ઇચ્છા તેના મનમાંજ રહી. અંતે કાંઇ વળ્યું નહીં ત્યારે મોહિનીના કાલાવાલા કરતી બોલી-"સખી, હું તને પગે લાગું છું. તું એ પત્ર વાંચીશ નહીં,"

મોહિની (હાસ્ય કરતી)-સખી, પ્રથમ તો તું મને કહે કે, મ્હેં ત્હને જે પત્ર આપ્યો હતો તે બંધ હતો કે ખુલ્લો?

વિદ્યા-તે તો ખુલ્લો હતો!

મોહિની--તો પછી તું મને બંધ કરેલો પત્ર આપનાર કોણ?

વિદ્યા-કોઇનો ખાનગી પત્ર તેની પરવાનગી વગર વાંચવો તેમાં મહાન દોષ છે.

મોહિની-પણ તેવા પાપને હું પુન્ય સમજું છું!

વિદ્યા-(દિન વદનથી) સખી તું જે ન સમજે તે ઓછું છે!

પછી મોહિની વિદ્યાનો પત્ર વાંચતી વારંવાર અનેક ચેષ્ટાઓ કરતી તેને ચીડાવવા લાગી. તે પત્ર નીચે મુજબ હતો, અમારા વાંચકોની ઇચ્છા હોય તો તેમણે જાતેજ વાંચવા તસ્દી લેવી.

સૌભાગ્ય રક્ષક પ્રિય વિનયચંદ્ર,

"આપનો પત્ર મળ્યો. દિવસ રાત્રી આપનાજ નામની માળા જપું છું. કેવળ ઇશ્વર ઉપરજ પુર્ણ ભરોંસો રાખી બેઠી છું, તે સુખના દિવસ જલ્દી દેખાડશે પણ પ્રિયતમ! એકજ સ્થળે અને એકજ મકાનમાં રહેવા છતાં પણ વિયોગ દુઃખ સહન કરવાનું ભાગ્યમાં કયાં સુધી હશે?"

"આપના ચરણ કમળની દાસી"

"વિદ્યા"

## પ્રકરણ ૨૦ મું.

### દાંપત્ય પ્રેમ.

ભાગલપુરથી પાછા ફર્યા બાદ દિવાન કપટસીંહે પોતાના ઘરમાં જે ચરિત્ર જોયાં તે આપણે પાછળ વાંચી ગયા છીએ, પણ તે સર્વ ઉપાધીનો કરનાર કોણ? તેમજ વિદ્યા તથા વિમળાને લઇ જનાર કોણ? તેજ આ પ્રકરણમાં જણાવવાનો અમારો ઉદ્દેશ છે.

અમારા વાંચકોનાં લક્ષમાં તો હશેજ કે મધ્ય રાત્રિ વિત્યા બાદ બ્રહ્મચારી રામાનંદ સ્વહસ્તે કેદમાંથી છુટી પેલા પિપળાના વૃક્ષમાંથી એક વૃદ્ધ કેદીને સાથે લઇ યમુનાની રજા માંગી તેનાથી છુટા પડી તે ઉભય જણા ચાલતા થયા હતા. તેજ રાત્રિના આશરે ત્રણેક વાગ્યાને સુમારે બ્રહ્મચારી રામાનંદ વીસ પચીસ હથીઆર બંધ માણસો સહીત ગુપ્ત રીતે દિવાન કપટસીંહના મહેલમાં દાખલ થયા, અને એક પછી એક એમ દિવાનના ઘરમાંનાં તમામ મનુષ્યોને ( સ્ત્રી પુરૂષોને ) પોતાના સાથીઓની મદદથી કાબુમાં લ તેમને બાંધી યમુના સાથે કેટલીક ખાનગી વાત કરી તે બિચારીની પણ સર્વના જેવી દશા કરી વિદ્યા ... વિમળાને સાથે લઈ પ્રભાતના ચાર વાગ્યાને સુમારે મોંગીર છોડી ચાલતા થયા હતા.

શેઠ અમીચંદ વિનયચંદ્રને પોતાની સાથે કલકતે લઈ ગયા હતા તે વાત પણ અમારા સુજ્ઞ વાંચકોના લક્ષ બહાર નહીં હોય. બ્રહ્મચારી રામાનંદ પણ તે વાત જાણતો હોવાથી પોતાના સાથીઓ તથા વિદ્યા તથા વિમળા વિગેરે સહિત કલકત્તે રવાના થયા; અને ત્યાં પોંહચ્યા બાદ વિદ્યાને શેઠ અમીચંદની હવેલીમાં ઘણાજ આદર સત્કારથી રાખવામાં આવી. પછી સર્વએ મસલત કરી એવો નિર્ણય કર્યો કે

જ્યાં સુધી યોગ્ય પ્રસંગ આવે નહીં ત્યાં સુધી વિદ્યાનું અત્રે આવવું પ્રસિદ્ધ કરવું નહીં. તે એટલે સુધી કે વિનયચંદ્રથી ગુપ્ત રાખવી તેમજ વિનયચંદ્ર અત્રે છે તે વાત વિદ્યાથી ગુપ્ત રાખવી; અને તેથીજ વિનયચંદ્ર સાથે ગોપાળને પણ તાકીદ આપવામાં આવી હતી કે જેથી તેનો પણ પોતાની મા વિમળા સાથે મેળાપ થાય નહીં. આવી રીતે તે ઉભય મા દિકરો પણ તેજ મકાનમાં એક બીજાની હાજરીથી વાકેફ નહોતાં.

શેઠ અમીચંદને માત્ર એકજ પુત્રી રત્ન સીવાય અન્ય કાંઇ સંતાન નહોતું, અને તે પુત્રીનું નામ મોહિની હતું; તે આપણે આગળ જાણી ચુક્યા છીએ. શેઠ અમીચંદે પોતાની પુત્રીનો હાથ એક નિર્ધન પણ વિદ્વાન અને સર્વ ગુણ સંપન્ન સુશીલ યુવકને સોંપી તેને ઘર જામાત્ર તરીકે રાખ્યો હતો; અને તે યુવકનું નામ કુશુમચંદ્ર હતું.

જે સમયની હકીકત આપણે લખીએ છીએ તે વખતે મોહિની સોળ વરસની એક નવ યોવન સુંદરી હતી. તે અનુપમ સૌંદર્યવાન, પતિવૃતા, અતિ સુઘડ સાથે આનંદી અને હસમુખા સ્વભાવની હતી. સંક્ષેપમાં તે કોઇપણ પ્રકારની એબ રહિત હતી. જોકે તે પોતે અતિ ધનાઢ્ય સમૃદ્ધિવાન પિતાની એકજ લાડકી પુત્રી હતી, અને તેનો પતિ નિર્ધન હોઇ ઘર જામાત્ર તરીકે રાખવામાં આવેલો હોવા છતાં પણ પોતાના પિતૃધન કે અન્ય દશાનો ગર્વ કરી તેના મનને કિંચીત માત્ર પણ કલેશ થાય એવું કાંઇ આચરણ નહીં કરતાં અહોનીશ તેને પોતાના પ્રાણ કરતાં વિશેષ વ્હાઇ પોતાના પ્રભુ તુલ્ય ગણી માન આપી તેની સેવામાં તત્પર રહેતી. અને પોતે જાણે શ્વસુરગૃહમાં વસતી હોય, અને આ સર્વ સંપત્તી પોતાના પતિનીજ હોય તેમ ગણતી. તેમજ શેઠ અમીચંદે પણ કુશુમચંદ્રને પોતાના જામાત્ર તરીકે નહીં પણ પુત્ર તરીકે માની સઘળી સમૃદ્ધિ

પોતાની પુત્રીના નામ ઉપર નહીં કરતાં તેના નામ ઉપર કરી આપી હતી

વિનયચંદ્ર શેઠ અમીચંદને ત્યાં આવ્યા પછી કુશુમચંદ્ર તથા તેનામાં એક બીજાને મળતા સ્વભાવથી તે ઉભય વચ્ચે અતિ ગાઢ સ્નેહ બંધાયો હતો. અર્થાત્ બંન્ને વચ્ચે બંધુત્વ જેવી પ્રિતી ઉત્પન્ન થઇ હતી, અને તેજ કારણથી વિનયચંદ્ર પોતાના પિતાના મીત્ર શેઠ અમીચંદની પુત્રીને બ્હેન નહીં કહેતાં ભાભી કહી બોલાવતો હતો.

વિદ્યાનો પત્ર લઇ તેનાથી છુટી પડી એક દાસીને પોતાના પતિને બોલાવવા સારૂ મોકલી મોહિની પોતાના શયનગૃહમાં ગઈ, થોડી વારમાં કુશુમચંદ્ર હસતો હસતો ત્યાં પ્રવેસ કરતાં બોલ્યો—

“ આ સમયે મને કેમ બોલાવ્યો ? ”

મોહિની પોતાના પતિને જોતાંજ ઉઠી ઉભી થઇ, અને હાસ્ય કરતી તેનો હાથ ઝાલીને બોલી -

“ સમયનો શું મેળ છે ? ભક્તની જ્યારે ઈચ્છા થાય ત્યારે તે પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરી શકે છે ! ” એટલું બોલતામાં તો તેણે કુશુમચંદ્રને ખેંચી લાવી ગાદી ઉપર બેસાડયો, અને પોતે ગાદીના નીચે તેના સ્હામું બેસી તેના ચરણ પોતાના ખોળામાં લઈ દાબવા લાગી.

કુશુમચંદ્ર—છોડો ! છોડો ! મારા પગમાં વ્યથા થાય છે !

મોહિની—( ગભરાઇને ) હેં ! આપને શું થાય છે ?

કુશુમચંદ્ર—( હસીને ) બીજું શુ થાય ? રાત્રિ દિવસ તમારા દબાવવાથી મારા પગની નસો દુખે છે !

મોહિની ( જરા લજ્જીત થઇને ) રામ ! રામ ! આપે તો હાસ્યને ખાતર કહ્યું, પણ મારો તો જીવજ ઉડી ગયો હતો.

કુશુમચંદ્ર—તો હવે શી આજ્ઞા છે ?

મોહિની—( જરા ઉદાસ થઇને ) હજુ કાંઈ બાકી હોય તે કહી દો ? આપે સીધું બોલવાના તો સોગનજ ખાધા હશે.

કુશુમચંદ્ર-(તેને સ્નેહથી પોતાના પાસામાં દબાવીને) વ્હાલી, તારા મુખમાંથી તારા પિતૃધન આદી ગર્વનો એક પણ શબ્દ સાંભળવાની મારી ઉમેદ તો મારા મનમાંજ રહી ગઈ.

મોહિની-જાઓ! જાઓ! તેવી બુદ્ધી આપતાં પહેલાં ભગવાન મારૂં મોત આપે તો સારૂં.

કુશુમચંદ્ર-પ્રિયા, આજ પછી એવું કવચન મુખથી બહાર કાઢશો તો—

મોહિની—(વચમાં) તો પ્રાણુનાથ મારી પણ એટલી નમ્રવિનંતી છે, કે કૃપા કરી આપની આ કીંકરીના હૃદયમાં વજ્રબાણરૂપી વચનોના પ્રહાર કરશો નહીં!

કુશુમચંદ્ર તેના ગુલાબી ગાલ ઉપર એક ચુંબન કરી બોલ્યો— "પ્રાણુપ્યારી કહો, તાબેદારને શા માટે યાદ કર્યો.?"

મોહિની-(ગુસ્સાથી તેની પાસેથી દુર ખસીને) હાય! હાય! નાથ હું મારા પ્રાણુ કહાડી નાંખીશ! હું આપની દાસી કે આપ— ૦૦૦-રામ! રામ!

કુશુમચંદ્ર-વારૂં, પ્યારી માફ કરો!

મોહિની-વળી પાછી તેજ વાત! ક્ષમા, નાથ ક્ષમા! હે રામ! ચાલો હું જાઉં છું—એમ કહી તે ઉઠીને જવા લાગી, એટલે કુશુમચંદ્રે તેનો પાલવ પકડી પોતા તરફ ખેચી પોતાના પાસામાં દાબી બોલ્યો--વિનયચંદ્રના પત્રનો તઉત્તર લાવી?"

મોહિની—હા, તેટલાજ સારૂ આપને બોલાવ્યા હતા, પણ આપે તે વાત કહેવાનો તો પ્રસંગજ આવવા દીધો નહી! કુશુમચંદ્ર— તો લાવો હું તે પત્ર વિનયચંદ્રને મોકલાવી આપું!

મોહિની-શું આપ જાતે નહીં આપો?

કુશુમચંદ્ર-પ્રિયા, જેમ એક ન્હાનો ભાઇ પોતાના

વડીલ બંધુથી શરમાય, તેમ તે મારાથી શરમાય છે; તેથીજ તેનો પત્ર મેં ગોપાલ મારફત મંગાવ્યો હતો, અને આ પત્ર પણ તેનીજ મારફત મોકલી આપીશ.

મોહિની–પણ વિદ્યાનું અત્રે આવવું ગોપાળથી તો ગુપ્ત રાખવામાં આવ્યું છે?

કુશુમચંદ્ર—પણ તે અતિ વિશ્વાસપાત્ર અને નિમકહલાલ હોવાથી મેં તેને સર્વ કકીકતથી વાકેફ કરી તે હાલ ગુપ્ત રાખી પોતાની માને પણ નહી મલવાનું તેની પાસે વચન લીધું છે. તથા વિનયચંદ્રને પણ તેમ સમજાવવાનું કહ્યું છે.

મોહિની–ત્યારે તો મેં જેટલું વિદ્યાને સમજાવ્યું છે, તેટલુંજ આપે વિનયચંદ્રને સમજાવ્યું છે; પણ વ્હાલા કોઈ પણ પ્રયત્ને એવી તજવીજ કરો કે આજરાત્રિના તે ઉભય પ્રેમીઓને મેળવી આપવા હું ભાગ્યશાળી થાઉં.

આ સાંભળી કુશુમચંદ્ર થોડીવાર સુધી વિચારનિમગ્ન થઈ ચુપ રહ્યો પછી બોલ્યો " જેવી આજ્ઞા! તાબેદાર આપની આજ્ઞાનુસાર કરવા તૈયાર છે."

" ઇશ્વર મારૂં મોત આપે તો સારૂં!" એમ બોલતી બોલતી મોહિની ત્યાંથી જતી રહેતી હતી, તેનો હાથ પકડીને રોકી કુશુમચંદ્ર બોલ્યો,–" વાહરે વાહ! જાઓ છો કયાં? જરા સાંભળો, તે પ્રેમીઓનો સંયોગ કરાવી આપવાનો પ્રસંગ મળશે તોપણ મધ્ય રાત્રિ વિત્યા શિવાય બનવું કઠણ છે; કારણ જ્યાં સુધી તમારા પિતાશ્રી બ્રહ્મચારીજી વિગેરે જાગૃત હશે ત્યાં સુધી કાંઇ કરી શકાશે નહીં.

મોહિની—વારૂ, ઠીક છે!

કુસુમચંદ્ર–તો હવે હું જાઉં કે?

મોહિની—નહીં, જરા બેસો!

એમ કહી મોહિનીએ પાનની બીડી બનાવી સ્વહસ્તે કુશુમચંદ્રને ખવડાવી પછી કુશુમચંદ્રે કહ્યું કે–

"હવે જાઉં કે ?"

મોહિની—( હસીને ) જેવી આપની ઈચ્છા !

પછી કુશુમચંદ્ર બહાર ગયો અને મોહિની જેવી પોતાના શયનગૃહની બહાર નીકળે છે તેવીજ બહારના દ્વાર ઉપર વિદ્યાને ઉભેલી જોઇ તે બોલી—

"કેમ ! સખી, તારામાં આવો પણ રોગ છે કે ?"

વિદ્યા—( ચમકીને ) કેશે ?

મોહિની—( તેની પાસે જઇ તેને છાતી સરસી ચાંપીને ) હું મારા પ્રિયતમ સાથે મારા શયનમંદીરમાં હતી ત્યારે તું સર્વ સાંભળતી તથા જોતી હતી કેમ ?

વિદ્યા— ( હસતી ) કારણ સખી, હવે જ્યારે તું મને બહુ સતાવશે ત્યારે કહેવાને ખપ લાગશે. !

મોહિની—એમ કે ? વારૂં ત્યારે આજ રાત્રિના તું તારા પ્રિયતમને મળે ત્યારે જોકે તારી કેવી ગમ્મત કરૂં છું ?

આ સાંભળી બીચારી વિદ્યા તેના ખરાપણા વીશે મોહિનીનું મુખ નિહાળી નિહાળીને જોવા લાગી તે સમજી તરતજ મોહિનીએ કહ્યું—

"સખી ચાર ઘડી એક હોય તો સુઈ રહે, કારણ કે મધ્ય રાત્રિ વિત્યા બાદ તને તારા હૃદયચોરની મુલાકાત કરાવી આપીશ.

પ્રિય વાંચનાર ! સંક્ષેપમાં તેજ રાત્રિના પોતાની પ્રતિજ્ઞાનુસાર મોહિનીએ વિનયચંદ્ર તથા વિદ્યાની મુલાકાત કરાવી આપી. તે વખતે શું વાતચીત થઈ તથા રંગીલી મોહિનીએ શું રંગ જમાવ્યો હશે તે કહેવાની કંઈ આવશ્યકતા નથી કદાપી આપ પૈકી કોઈ ભાગ્યશાળી પુરૂષને એવા સુખનો પ્રસંગ મળ્યો હશે તો તેજ માત્ર સ્વાનુભવાધારે યોગ્ય કલ્પના કરી શકશે.

## પ્રકરણ ૨૧ મું.

### બંધન.

જે રાત્રિના ગંગા સ્નાન કરવાને બ્હાને વિદ્યા વિનય ચંદ્રને મળવા સારૂ ગઇ હતી, અને હુશેનખાં પોતાની સાથેના માણસોની મદદથી તેને તથા વિમળાને પકડી લાવ્યો હતો તથા તે વાત દિવાન કપટસીંહથી ગુપ્ત રાખવા સારૂ યમુનાએ હુશેનખાંને ઘણા આગ્રહથી વિનવ્યા છતાં તેણે માન્યુ નહોતું, તે વાત અમારા સુજ્ઞ વાંચકોની સ્મૃતી બહાર તો નહીંજ હોય; કારણ તે વિષય ઉપર અત્રે કાંઈ લખવા માગીએ છીએ.

પોતાના મકાનમાં એક પછી એક અવનવા વિચિત્ર બનાવો જોયા પછી દીવાન કપટસીંહ ત્રણ દીવસ સુધી એવી તો સ્થિતિમાં રહયો હતો કે તેનું ચીત્ત ઠેકાણે હતું કે નહીં તે કહેવું પણ કઠણ હતું. ચોથે દિવસે મધ્યાહ્ન સમયે બાગમાં પેલા દ્વાદશ દ્વારવાળા બંગલાની બહાર તે ફરતો હતો ત્યાં આવી સુજનસીંહ તેની સ્હામું ઉભો રહી હાથ જોડી બોલ્યો

" હજુરનો હુકમ હોય તો તાબેદાર કાંઇ અરજ કરવા ઇચ્છે છે ! "

દિવાન–બોલ, શું છે ?

સુરજનસીંહ–તાબેદાર આપના ઘર સંબંધી કંઇ વાત હજુરને કાને પહોંચાડવાની ખાયસ રાખેછે.

દિવાન–( અધિરાઈથી ) શું વાત છે ? જલ્દી બોલ !

તે ઉપરથી સુજનસીંહે ધીમે ધીમે પોતાની માતુશ્રીની આજ્ઞાથી વિદ્યાનું વિમળાસહ ગંગા સ્નાન કરવાને બ્હાને વિનયચંદ્રને મળવા જવું, યમુનાની આજ્ઞાથી તેના પાછા ફરવાની વાટ જોઈ બાગના દ્વાર ખુલ્લાં રાખી ગણેશનું ત્યાં બેસવું, અચાનક હુશેનખાંનુ ત્યાં જઈ પહોંચવું, તે

વાત જાણી કેટલાક માણસોને સાથે લઇ તેમની શોધમાં જઇ વિદ્યા તથા વિમળાને પકડી લાવવું, તે વાત પોતાથી ગુપ્ત રાખવા યમુનાએ હુશેનખાંને આગ્રહ પુર્વક કહેવું, તે નહીં માનતાં હુસેનખાંએ તે વાતનો ઇનકાર કરવો, તથા તેજ રાત્રિના તેનું ખુન થવું, વિમળા, ગોપાળ તથા વિદ્યાનું ગુમ થવું, તથા ઘરમાંના પ્રત્યેક સ્ત્રી પુરૂષનું કોઈ લુંટારાઓના હાથથી બંધાવું, વીગેરે સર્વ હકીકત વિગતવાર એક પછી એક સંભળાવી તે મુગો રહયો.

ઉપલી હકીકત સાંભળતાં સાંભળતાં દિવાનના ચહેરા ઉપર કંઇ કંઇ રંગ બદલાતા હતા. તે જ્યાં ઉભો હતો ત્યાંજ ધરતી ઉપર બેસી ગયો. પછી સુજનસિંહને વિદાય થવા આજ્ઞા આપી. કારણકે જે વાત તેણે કહી તે સિવાયના દિવાનના બીજા ગુપ્ત ભેદોની તેને ખબર નહોતી. અર્થાત સુજનસિંહને પેલા દ્વાદસમુખી બંગલાની છાયા પિપળાનાવૃક્ષ વિગેરેમાં સમાયલા ગુપ્ત ભેદોની તેને ખબર નહોતી. કેમકે દિવાન એટલો બધો ધુર્ત હતો કે જે કામ ઉપર જેને નીમતો તેને તેટલુંજ જાણવા દેતો.

સુજનસિંહના વિદાય થયા પછી દિવાને તે બંગલાના પહેરાવાલાને બોલાવી પુછયું કે—“ કેદી કયે વખતે ન્હાસી ગયો હતો ?” તે ઉપરથી તેણે જવાબ આપ્યો કે. “રાત્રિના આશરે બારેકનો અમલ થયો હશે ! ” તે સાંભળી દિવાને તેને રજા આપી સઘળી હકીકત ઉપર અતિ દિર્ઘ વિચાર કરી જોતાં તેના મનમાં નિર્ણય થયો કે, એ કામ જરૂર પોતાની પત્નિ યમુનાનુંજ હોવું જોઇએ; અને નિઃસંદેહ તે અંદરખાનેથી દુસ્મનો સાથે મળેલી છે. તેનીજ મદદથી રામાનંદ બંધન મુક્ત થયો, તેનીજ સહાયતાથી પિપળાના વૃક્ષવાળો કેદી ગુમ થયો, અને તેનીજ અનુમતિથી વિદ્યા, વિમળા અને ગોપાળ વીગેરે ગુમ થયાં, એટલુંજ નહીં પણ સ્વેચ્છાથી તે પણ બિજાઓની માફક બંધાયલી

માલુમ પડી; અને બિચારો હુસેનખાં માર્યો ગયો.

વળી જે દિવસે વિદ્યાએ પિપળાના વૃક્ષ ઉપરથી હુસેનખાંને નીચે ઉતરતાં જોયો હતો, અને તે વાત પોતાને પુછતાં તેને ચાબુકના સપાટા લગાવ્યા હતા, અને યમુનાને મારવા જતાં પોતે ફિટકાર થયો હતો, તે બનાવ પણ આ સમયે તેની દ્રષ્ટિ આગળ ખડો થયાથી દિવાન અતિ ક્રોધના આવેશમાં અંધ બની કમ્પવા લાગ્યો. તેનાંનેત્રોમાંથી અગ્નિ વરસવા માંડયો. તેણે ગણેશ વીગેરે જે અન્ય માણસો હુસેનખાંની સાથે વિદ્યાની શોધમાં ગયા હતા, તે સર્વેને બોલાવી પુછી જોતાં તેઓની વાત સુજનસિંહની હકિકતને મળતી આવી, કે તરતજ તે હાથમાં નાગી તરવાર લઈ યમુનાના પ્રાણ નાશ કરવાને ઇરાદે અંતઃપુર તરફ ધસ્યો.

જેવો તેણે અંતઃપુરની દેવડી ઉપર પગ મુકયો કે તરતજ સુજનસિંહ અતિ ગભરાટથી દોડતો આવી બોલ્યો,– " હજુર હથિયાર બંધ ગોરા સિપાઇઓ ઘરમાં ઘુસી આવ્યા છે ! "

હજુ તો એ વાતનો પ્રતિ ઉત્તર આપવાનો દિવાનને અવકાશ મળે તે પહેલાં તો દસ બાર ગોરા સિપાઇઓએ આવી પહોંચી પોતાની બંદુકના સંગીનના ઝટકાથી તેના હાથમાંની તરવાર નીચે નંખાવી દઈ તેના હાથમાં હાથકડી નાંખી તેને પોતાનો કેદી બનાવ્યો.

પછી તે ગોરાઓનો સર્દાર (કર્નલ) આગળ આવી બોલ્યો— "ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ગવરનર સાહેબ બહાદુરના હુકમથી આપને પહરેજ કરી કલકત્તે મોકલવામાં આવે છે. અમારાં પચાસ માણસો આપની સાથે કલકતે આવશે. હું બીજા પચાસ માણસો સહીત બીજો હુકમ મળતાં સુધી આપના મકાનને ઘેરો ઘાલી રહીશ."

આખરે તે દુરાત્મા દિવાનને પહરેજ કરી કલકત્તે લઇ

જવામાં આવ્યો. તેના ગયા બાદ બ્રહ્મચારીએ પ્રગટ થઇ દિવાનના ઘરના સર્વ નોકર, ચાકર, દાસીઓ વિગેરેને પેલા બાગમાં બારદ્વારવાળા બંગલામાં કેદ કરી તે ઉપર ગોરા સિપાઇઓના પહેરા મુકયો, અને દિવાનનું આખું ઘર ગોરા સિપાઈઓ તથા પોતાના એક વિશ્વાસુ હિંદુને સોંપી બ્રહ્મચારીએ યમુનાની પાલખી તૈયાર કરાવી તેને તેમાં બેસાડી કેટલાક ગોરા સૈનિકોને સાથે લઇ પોતે કલકત્તા જવા સારૂ નિકળ્યો.

દિવાનના કેદ પકડાયાના સમાચાર સાંભળી યમુના અત્યંત કલ્પાંત કરવા લાગી; પણ બ્રહ્મચારીએ તેને "મહારાજા તમારા ઉપર પ્રસન્ન છે તેથી દિવાનજીની જીંદગીને માટે ભય રાખવાનું કાંઇ કારણ નથી; એટલુંજ નહીં, પણ બનતી જોગવાઈએ તમને એક બિજાથી વધુવાર વિખુટાં રાખવામાં આવશે નહીં." વિગેરે અનેક પ્રકારે દિલાસો આપી તેના મનનું શાંત્વન કરવાથી તે કાંઈક શાંત થઈ.



## પ્રકરણ ૨૨ મું.

### ક્ષમા.

દિવાન કપટસીંહની વિરૂદ્ધમાં સૌથી અગત્યનો પુરાવો વિનયચંદ્રનો હતો, તે અમારા વાંચકોની સમજ બહાર નહી હોય; તે સીવાય તેના બીજા મહાન દુષ્કાર્યો જોકે એટલાં બધાં તો જગજાહેર હતાં કે તેથી તેને શિક્ષા થવાને પુરતાં કારણ હતાં છતાં વિનયચંદ્ર તેની વિરૂદ્ધમાં કાંઇ પણ પુરાવો આપવા ના પાડે તો તેનો મુકદ્દમો જરા નબળો થઈ તે રહેજમાં બચી જાય ખરો !

શેઠ અમીચંદ બ્રહ્મચારી રામાનંદ અને ખુદ કંપની સરકારના મુખ્ય અધિકારી વિગેરેના અતિ આગ્રહ પુર્વક

સમજાવવા છતાં પણ દિવાનની વિરૂદ્ધ એક પણ શબ્દ કહેવાને વિનયચંદ્રે ના પાડી, ત્યારે તેઓ આશ્ચર્યચકિત થયા વગર રહ્યા નહીં. જ્યારે તેણે અન્ય કોઈ યુક્તિથી માન્યું નહીં ત્યારે તેને ભય બતાવવામાં આવ્યો કે–"જો તે દિવાનની વિરૂદ્ધ ખરી હકીકત કહી તેને શિક્ષા કરાવશે નહી તો તે તેના પ્રાણ લીધા વગર રહેનાર નથી. એટલુંજ નહીં પણ વિદ્યાની સાથે તારૂ પાણીગ્રહણ પણ થઈ શકશે નહીં." એ આદી અનેક પ્રકારોથી તેને સમજાવવામાં આવ્યું પણ સર્વ વ્યર્થ ! અર્થાત્ વિનયચંદ્રે દિવાનની વિરૂદ્ધ સાક્ષી આપવાની નાજ પાડી. અને કહ્યું–" મારૂં ગમે તેમ થાઓ ! મારા પ્રાણ પણ ભલે જાઓ ! વિદ્યાનું પાણીગ્રહણ થઇ શકે નહીં તો ભલે ! પણ હું દિવાન કપટસીંહની વિરૂદ્ધમાં એક અક્ષર પણ કહેનાર નથી. હા ! જોકે દિવાને મારા પ્રાણ લીધા સીવાય અન્ય કોઈપણ જાતનું કષ્ટ મને આપવાનું બાકી રાખ્યું નથી તો પણ તેની વિરૂદ્ધ કાંઇ પણ કહેવાની મારી ઇચ્છા નથી. મારૂં સર્વસ્વ લુંટાઇ ગયું છે. હું જીવીત છતાં નિર્જીવ રૂપેજ છું. અને તે સઘળા પ્રતાપ દિવાનજીનાજ છે છતાં તેની વિરૂદ્ધ મારી કાંઈ ફરીઆદ નથી. તમે મારા પ્રાણ જવાનો ભય દેખાડો છો તો તે એક દિવસ તો જવાનાજ છે; તો ભલેને આજેજ જાય ! અને વિદ્યા ?–( એટલું બોલતાં તેનો કંઠ રૂંધાવા લાગ્યો તેથી થોડીવાર પછી બોલ્યો ) અને વિદ્યાને મેળવવાની આશા પણ ત્યાગ કરૂં છું. ! હા ! આપ લોકો એમ પુછશો કે દિવાનની વિરૂદ્ધ ખરી હકીકત જાહેર કરવાને હું શા માટે ના પાડું છું ? તો તેના ઉતરમાં સાફ કહું છું કે ઇશ્વર જાણે મારી મનોવૃતીઓ એકાએક બદલાઇ ગઇ છે અને તે એટલી બધી મજબુત જડ ઘાલી બેઠી છે કે દિવાનને તેના દુષ્કર્મોનો બદલો આપવાનું તેના ભાગ્યને સોંપું છું."

આહા ! વિનયચંદ્ર ! ધન્ય છે તને ! ધન્ય છે તારા વિદ્યા પ્રત્યેના પ્રેમને ! ધન્ય છે તારી સહનશીળતાને ! ધન્ય છે તારી ક્ષમાને ! તારા જેવા પુરૂષરત્નો ભાગ્યેજ હશે ! પ્રિય વાંચનાર, એનું નામ તે અંતઃકરણનો વિશુદ્ધ પ્રેમ ! એનું નામ તે પ્રેમનું ખરૂ ચિત્ર ! કે પોતાની પ્રિય વસ્તુના સુખને ખાતર પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વગર જે દુષ્ટ પુરૂષે પોતાનું સર્વસ્વ લુંટી લઇ પ્રાણઘાત કરવાનો પ્રયત્ન કરવામાં પણ કચાશ રાખી નહોતી તેનીજ વિરૂદ્ધમાં એક અક્ષર પણ નહીં કહેવાનો દ્રઢ નિશ્ચય ! ! !

વિનયચંદ્ર તથા શેઠ અમીચંદ, બ્રહ્મચારી રામાનંદ અને કંપની સરકારના મુખ્ય અધિકારી વચમાં થયલી સર્વે વાતો વિદ્યા ગુપ્તપણે સંતાઇને સાંભળતી હતી તે વિનયચંદ્રનો પોતાની તરફનો આવો નિઃસ્વાર્થ સ્વર્ગીય-પ્રેમ જોઇને અને પોતાનેજ ખાતર પોતાના ચાંડાળકર્મી પિતા વિરૂદ્ધ એક શબ્દ પણ નહીં કહેવાનો નિશ્ચય સાંભળી તેણે પણ મનમાં દ્રઢ સંકલ્પ કીધો કે–" યદી આ પ્રાણ જાય તો ભલે પણ આ હાથનો અધિકારી પ્રિય વિનય-ચંદ્ર સિવાય અન્ય કોઇ થઈ શકશે નહીં ! "

વિનયચંદ્રને અનેક પ્રકારે સમજાવવામાં જ્યારે નિષ્ફળ થયા ત્યારે સર્વે લાચારીએ શાંત થઈ બેઠા, અને અન્ય શું રસ્તો કાહાડવો તેનો વિચાર કરવા લાગ્યા; જે આગળ ચાલતાં જણાશે.



## પ્રકરણ ૨૩ મું.

આક્રંદ.

યમુનાનું કલ્પાંત એવું તો હૃદયભેદક હતું કે તે ગમે તેવા પોષાણ હૃદયના પુરૂષને પણ પીંગળાવવાને બસ હતું શેઠ અમીચંદ, બ્રહ્મચારી રામાનંદ તથા મોહિની વિગેરેએ અનેક પ્રકારે દિલાસો આપી તેનું શાંત્વન કરવા પ્રયત્થ કર્યો પણ સર્વ વ્યર્થ ! તેથી અંતે લાચાર થઇ શેઠ અમીચંદ તથા બ્રહ્મચારી રામાનંદે વિદ્યા તથા વિનયચંદ્ર સાથે તેનો મેળાપ કરાવી આપવાથી તે કાંઇક શાંત થશે એવો નિશ્ચય કરી તેમણે તે માતા, પુત્રી, તથા વિનયચંદ્રનો મેળાપ કરાવી આપ્યો. આ તેમનો પ્રયાસ થોડો ઘણો સફળ પણ થયો. એટલે યમુના, વિદ્યા તથા વિનયચંદ્રને મળવાથી કાંઇક શાંત થઈ પણ ખરી, છતાં તે પતિવૃતા સાધ્વી સ્ત્રીને જ્યારે જ્યારે પોતાના નાલાયક પતિની દુર્દશાનો વિચાર આવતો ત્યારે ત્યારે તે ગાઢ નિઃવાસ નાંખી અસ્રુપાત કરતી

જે દિવસે યમુનાને વિદ્યા તથા વિનયચંદ્રનો મેળાપ થયો તેજ દિવસે ગોપાળને પણ તેની મા વિમળાને મળવાની પરવાનગી આપવામાં આવી હતી. તેથી તે મા દીકરાનો પણ મેળાપ થયો હતો. તે સમયે તેણે જાહેર કીધું કે— “ પોતાની માતા તથા વિદ્યાના ઉપર જુલમ ગુજારી મુસ્કે બાંધી દુષ્ટ હુશેનખાંના લઈ જવાથી અને દિવાનના ભાગ ળપુરથી પાછા ફર્યા બાદ તે વાત તેના જાણવામાં આવ્યાથી વિદ્યા તથા પોતાની માતા વિગેરે ઉપર પુરી વિપતિ આવી પડશે તેવા ખ્યાલથી ગોપાળે પોતેજ તે દુષ્ટાત્માનું શીરછેદન કરી તેનું શીર ગંગાના જળને સ્વાધીન કર્યું હતું.”

દિવાન કપટસીંહને પણ બંધીવાન કરી અત્રે લાવવામાં આવ્યો હતો પણ કોઈ અન્ય સ્થળે સરકારી પહેરા નીચે

રાખવામાં આવ્યો હતો એટલે તેની સાથે યમુના વિગેરે બીજા કોઇની મુલાકાત થઈ નહોતી.

પોતાના હિણભાગી પતિની વિરૂદ્ધમાં એક પણ શબ્દ નહીં કહેવાનો વિનયચંદ્રે કરેલા નિશ્ચયની વાત જ્યારે યમુનાના જાણવામાં આવી ત્યારે તે વધુ શાંત થઇ. પણ વિનયચંદ્રના આવા દૈવી સ્વભાવથી તેના મનમાં અતિ ઉપકારની લાગણી થયા વગર રહી નહીં. એટલુંજ નહી પણ આગળ ઉપર કોણ જાણે શું થાય ? તેનો કાંઇ નિશ્ચય નહીં હોવાથી તેજ પ્રસંગે વિદ્યાનો વિવાહ વિનયચંદ્ર સાથે કરવાની યમુનાએ ઇચ્છા બતાવી; પણ વિનયચંદ્રે તથા શેઠ અમીચંદે "હાલ તુરત વેળા તત્સંબંધે " કાંઇ કરવું યોગ્ય નથી। ઇશ્વર કૃપાથી આગળ ઉપર સર્વ સારાં વાનાં થશે" વિગેરે કહેવાથી તે મૌન ધારણ કરી રહી।

---

## પ્રકરણ ૨૪ મું.

### વિનયચંદ્રનું આદાર્ય.

એક દિવસે મધ્યરાત્રિના સુમારે વિદ્યા તથા વિનયચંદ્રને એકાંત મેળાપનો પ્રસગ મળવાથી ઉભય એક બીજાને ગળે બાઝી ઘણો વખત સુધી પ્રિય-સમાગમનું સુખ લુટતાં અને આનંદાસ્રુ સહિત અધરનું પાન કરતાં ઉભાજ રહયાં. પછી કેટલીક વાતે એક બીજાનાં અસ્રુ લુછી નાંખી વાત ચીત કરવા લાગ્યાં.

વિદ્યા—વહાલા, મારા સાંભળવામાં આવ્યું છે કે મારા પિતાજીની અતિ દુર્દશા કરી બંધીવાન કરી અત્રે આણી નજર કેદ રાખવામાં આવ્યા છે। તમે તેમને જોયા છે ?

વિનયચંદ્ર—તારૂં કહેવું ખરૂં છે! તેઓને બંધીવાન કરી અત્રે આણેલાછે. તથા તેમને જે સ્થળે રાખવાંમાં

આવેલા છે તેની પણ મને ખબર છે; છતાં તેમને મળવાનો મને હુકમ નથી. એકવાર માત્ર દુરથીજ તેમને જોવાની મેં પરવાનગી માગી હતી પણ મારી તે અરજ નામંજુર કરવામાં આવી હતી.

વિદ્યા—પ્યારા, આપે મારેજ ખાતર તેમની વિરૂદ્ધમાં શાક્ષી આપવાનો ઈન્કાર કર્યો તે જાણી હું તથા મારી માતા આપના ઘણા ઉપકારી છીએ. હા ! આપના પ્રત્યે તેમણે જે રાક્ષસી વર્તણુક ચલાવી છે તે યાદ આવતાંજ શરીરના રૂંવે રૂવાં ઉભાં થાય છે ! મને તથા મારી માતાને સ્વપને પણ વકી નહોતી કે આપ તે સર્વ ભુલી જઈ તેની વિરૂદ્ધમાં એક અક્ષર પણ કહેવાનો ઇન્કાર કરી આપની ઉદારવૃતિ તથા નિ:સ્વાર્થ પ્રેમની સાબીતી આપશો.

વિનયચંદ્ર—મુગ્ધે ! તને ખબર નથી કે પોતાની પત્નિના માતા પિતા પણ શાસ્ત્રાધારે પોતાનાજ માતા પિતા ગણાય છે ? તો પછી હું મારા પોતાનાજ પિતાની વિરૂદ્ધમાં શું કહી શકું ?

વિદ્યા—પણ પ્રાણ, તે નીયમ તો વિવાહીતા સ્ત્રી પુરૂષને લાગુ પડે છે.

વિનયચંદ્ર—પ્રિયા, લોકાચાર મુજબ તારૂં કહેવું ખરૂં ગણાય. પણ જ્યાં ઉભયના મનની ઐકયતા છે ત્યાં શાની ન્યુનતા હોય ! વળી જ્યાં સુધી તારા પિતાજી ઉપર આવી પડેલી વિપત્તી દુર થાય નહીં ત્યાં સુધી રૂઢીઅનુસાર વિવાહ કરવો તે પણ ઉચિત નથી.

વિદ્યા—પરંતુ પ્રિયતમ, ન કરે નારાયણ અને પાછળથી કાંઈ અચીંત્ય આપત્તિ આવી પડે જેથી આપણા લગનમાં—આટલું બોલતાં વિદ્યાનો કંઠ બેસી જવાથી તે કાંઇ વધુ બોલી શકી નહીં. પણ તેના કહેવાનો ભાવાર્થ સમજી જવાથી વિનયચંદ્ર બોલ્યો—

ગમે તે વિઘ્ન આવી પડે તો પણ વહાલી હું હમેશા તારોજ થઈ રહીશ ! કદાપી તારો વિનાહ કોઇ અન્ય સાથે થાય તો પણ તારા સુખને મારૂં પોતાનું સુખ માની મારૂં જીવન ગાળીશ.

વિદ્યા—(નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાથી) કૃપાળુ પરમાત્મા તેવું ન કરો ! પરંતુ હા—કદાપી—હાય!—તો શું આપ લગ્ન નહીં કરો ?

વિનયચંદ્ર—મારી હૃદયલક્ષ્મી, મારા લગ્ન હવે આ જન્મમાં તેમજ હવે પછીના જન્મમાં પણ જો થશે તો તે ફક્ત તારીજ સાથે !

વિદ્યા—તો શું આપ મારી ખાતર સંસાર ત્યાગ કરશો?

વિનયચંદ્ર—ત્યારે તેમાં શું તને કાંઇ સંદેહ લાગેછે ?

વિદ્યા—નહીં ! નહીં ! પ્રાણાધાર એવા ખાલી તરંગો કદી પણ કરશો નહીં ! આ દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તો આપનીજ હૈયાહાર થઈ રહીશ ! અને કદાપી ઇશ્વરની અવકૃપાથી કાંઇ વિરૂદ્ધ પ્રસંગ આવે તો એક ક્ષણભાર પણ આ સંસારમાં વિદ્યાનું નામ નીશાન રહેશે નહીં.

વિનયચંદ્ર—તો શું મારે ખાતર તું પ્રાણાર્પણ કરશે ?

વિદ્યા—તેની સાબીતીને માટે મારૂં હૃદય ખોલી જોવાથી આપનો સંશય દુર થશે ! પણ પ્રિતમ, મારા સાંભળવામાં એક નવી વાત આવી છે.

વિનયચંદ્ર—તે શું છે ?

વિદ્યા—મારા ઘરની સ્હામું પેલું પિપળાનુંવૃક્ષ હતું તેમાંથી કોઈ વૃક્ષ પુરૂષ પ્રકટ થયા છે તેમને ઘણા લાંબા સમયથી કેદ કરવામાં આવ્યા હતા અને તેમના એકાએક જાહેર થવાથીજ મારા પિતાજી ઘણા ગભરાઈ ગયા છે અને સંભળાય છે કે તેજ કારણથી મારા પિતાજીનો છુટકારો થવો પણ કઠણ છે !

વિનયચંદ્ર—( આશ્ચર્યથી ) એ વાતની પણ તને ખબર મળી ચુકી ? મને તો તેની ખબર હતી, પણ તે જાણવાથી તારા કોમળ હૃદયને વધુ દુઃખ થશે જાણી તારાથી ગુપ્ત રાખી હતી પણ ખેર ! જ્યારે તે તારાથી છુપી રહી નથી ત્યારે તેનો ખરો ખુલાસો આપવાને પણ અડચણ નથી. તે વૃદ્ધ પુરૂષ અન્ય કોઈ નહી પણ હુંજ ભાગ્યહિણ પુત્રના પિતા છે જેમને બાર વરસ સુધી તે વૃક્ષમાં બંધીખાનામાં રાખવામાં આવ્યા હતા અને સર્વ લોકો જેમનું મૃત્યુ થયલું માનતા હતા.

વિદ્યા—( સખેદાશ્ચર્યથી ) વહાલી ગભરાઇશ નહીં ! કહો છો ?

વિનયચંદ્ર—( તેને ધૈર્ય આપતો ) વહાલી ગભરાઈશ નહીં ! એવી વાત શું જુઠી કહેવાય છે ?

વિદ્યા—( અશ્રુપાત કરતી ) હાય ! હાય ! ત્યારે તો જુલમ થયો ! હવે મારા પિતાના પ્રાણ બચવાની આશા નથી.

વિનયચંદ્ર—નહીં, નહીં ! તેમની જીંદગીની કાંઈ ભિતિ નથી. કારણ મારા પિતાજીને બંધનમુક્ત કરવામાં તારી માતાએ બ્રહ્મચારીને બહુ અમુલ્ય સહાયતા આપી હતી તેના બદલામાં મારા પિતાજીએ તારા પિતાના પ્રાણ બચાવવાનું વચન આપ્યું છે.

વિદ્યા—( શાંત થઈને ) ત્યારે તો તમારા પિતાજી પણ તમારા જેવા દૈવી સ્વભાવના અને પુજવા યોગ્ય છે.

વિનયચંદ્ર ( હાસ્ય વદનથી ) ત્યારે તો વહાલી, મારે ખાતર તેં જે અપાર કષ્ટ સહન કર્યું છે તે એથી પણ અધિક સ્તુત્ય છે. અને જો સ્વભાવનીજ તુલના કરીએ તો મ્હારા પિતાથી મ્હારો સ્વભાવ તદ્દન જુદો કેમ છે ?

વિદ્યા—તે ગમે તેમ હો ! પણ પ્રાણ, ખરેખર આપે મ્હારા હૃદયનો ભાર તદ્દન ઉપાડી લીધો છે; અને હવેજ

મારા લક્ષમાં બરાબર આવ્યું કે આપના મહાત્માતુલ્ય પિતાજીએ મારી માતાને જે અભય વચન આપ્યું છે તેથીજ મારા પિતા વિરૂદ્ધ શાક્ષી આપવા આપ રાજી નથી.

વિનયચંદ્ર—( સાનંદાશ્ચર્યથી ) પ્રિય મનોરમા, ખરેખર દીર્ઘદૃષ્ટિથી તેં મારા હૃદયની ગુપ્ત હકીકત જાણી લીધી છે તો સત્ય કહે તું મારો મનોભાવ કેવી રીતે સમજી શકી ?

વિદ્યા—કારણ કે આપના હૃદયની સાથે મારૂં હૃદય એકત્ર કરી નાંખ્યું છે !—વિદ્યાના મુખમાંથી ઉપલા શબ્દો નીકળી રહ્યા કે એકાએક મોહીની ત્યાં આવી પ્હોંચી અને મશ્કરી કરતી બોલી કે—" વાહરે, સખી વાહ ! તું તો ઘણી ચતુર જણાય છે. જરા કૃપા કરી મને પણ બતાવતો ખરી કે " બે હૃદય એકત્ર કેવી રીતે કરાય છે ? "

મોહીનીના અચાનક ત્યાં આવી પોંહચવાથી તેમજ તેના આવા હાસ્યયુક્ત ભાષણથી બિચારી વિદ્યા લજ્જાની મારી ધરતીમાં સમાઈ જવા જેવી જણાઈ અને મનમાં ત્યાંથી જતાં રહેવાનું ઇચ્છયું પણ ચતુર મોહીની તેનો મનોભાવ પામી જવાથી ત્યાંથી ઉઠી દ્વાર વચમાં ઉભી રહી તેથી લાચાર થઈ બાપડી વિદ્યા શરમની મારી નીચું માથું રાખી ત્યાંજ બેસી રહી. ત્યારે વિનયચંદ્ર હસીને બોલ્યો—

" કેમ ભાભી ! હજુ ભાઇ સાહેબ પધાર્યાં નથી શું ? "

મોહીની—હા છે. આજ્ઞા હોય તો બોલાવી લાવું !

વિનયચંદ્ર—નહી, તેમને તસ્દી આપવાની કાંઈ જરૂર નથી. મેં તો ફક્ત એટલા માટેજ પુછયું કે તેમને એકલા મુકી આ સમયે આપને અહીં આવવાની ફુરસદ શી રીતે મળી ?

મોહીની—મારી દેરાણી પાસે બે અંતકરણ એકત્ર કરવાની વિદ્યા પ્રાપ્ત કરવાની આશાથી આવી છું.

વિનયચંદ્ર—તો ભાભી, તે વિદ્યામાં તમારી દેરાણી કરતાં

મારા ભાઇ અતિ કુશળ હોવાથી તેઓ તમને ઘણી ખુબીથી શીખવી શકશે !

મોહીની--પણ તમારા ભાઇને તો હૃદયજ નથી તેથી મારે મારી સખીની શીષ્યા થવાની જરૂર પડી છે.

બિચારો વિનયચંદ્ર પણ આ રસીલી સ્ત્રીના વાકચાતુર્ય આગળ મ્હાત થયો તેથી તે ચુપ રહ્યો એટલે વિદ્યા મોહીની તરફ તીર્છી નજરે જોતાં બોલી—

" સખી, પહેલાં મ્હોં માગી ગુરૂદક્ષિણાતો આપ !

મોહીની-ગુરૂદક્ષિણા પ્રથમ આપવાની આપના દેશની રીતી નથી.

એ સાંભળી બીચારી વિદ્યા પણ ચુપ થઇ ગઇ અને મોહીની કાંઇ કહેવા જતી હતી એટલામાં કોઇએ ધીમે સાદે સીસોટી વગાડી તે સાંભળતાંજ મોહીની ત્યાંથી ચાલી ગઇ

તે સીસોટી મોહીનીના પતિ કુસુમચંદ્રેજ તેને બોલાવવા સારૂ વગાડી હતી એટલે મોહીની તેની પાસે જતાંજ તે બોલ્યો—

" પ્રિયા, રાત્રીના બે વાગતાનો સમય થઇ ચુકયો છે અને પિતાજીએ હમણાંજ મને બોલાવી આજ્ઞા આપી કે " પ્રભાતમાં સુર્યોદય થતાં પહેલાં આપણે કલકત્તેથી મોંગીર જવાનું છે. માટે વિદ્યા અને તેની માતાની તૈયારી તું કર અને વિનયચંદ્રની હું કરી લઇશ. બનતી ત્વરાથી કામ કરવાનું છે કારણ કે મોડામાં મોડું પ્રભાતના ચાર કલાકે અત્રેથી નીકળવુંજ જોઇએ. કંપની સરકારનો એક ઘોડેસ્વાર હમણાંજ એવી વરદી આપી ગયો છે. "

મોહીની--વાહ! વાહ ! આતો હથેલીપર નાચવાનો જમાનો આવ્યો જણાય છે !

કુસુમચંદ્ર—કેમ વારૂ! કાંઇ લગ્નની ધામધુમમાં તો જવું નથી કેની ? કે જેથી લાંબી પહોલી તૈયારી કરતાં વર લાગે !

મોહીની—નાથ, કોને કોને જવાનું છે?

કુસુમચંદ્ર-પિતાજી, તમે, હું વિદ્યા વિદ્યાની માતા, વિનયચંદ્, વિમળા તથા ગોપાળ, બ્રહ્મચારીજી, વિનયચંદ્રના પીતાજી અને જરૂર જેટલા દાસ દાસીઓ—

મોહીની-અને વિદ્યાના પિતા?

કુસુમચંદ્ર-તે તો સાહેબની સ્વારી સાથે આ સમયે રવાના થઇ ચુકયા છે.

મોહીની-(આશ્ચર્ય પામીને) શું આ સમયે? ખાવો ઉઠયો ને બગલમાં હાથ! અંગ્રેજ લોકો તો ઘણા વિચીત્ર જણાય છે!

કુસુમચંદ્ર—નહીં, બલ્કે એમ કહો કે અંગ્રેજ લોક ઘણા સાહસીક અને અને સમયની કીંમત સમજનારા છે!

મોહીની-ઠીક, ત્યારે તો મારા ધારવા મુજબ મોંગીર પહોંચતાંજ દિવાન કપટસીંનો મુકદમો શીરૂ થશે માટે પ્રાણેશ આપની બનતી કોશીશે મારી સખીના પિતાના પ્રાણ બચાવવાનો યત્ન કરશો!

કુસુમચંદ્ર-વહાલી, તારી સખીના પિતાના પ્રાણ માટે કાંઇ ફીકર નથી. માહરાજા સાહેબે તેના પ્રાણ બચાવવાનું અભયવચન આપ્યું છે. તેમજ વિનયચંદ્રે પણ તેની વિરૂદ્ધમાં એક અક્ષર નહી કહેવાની પ્રતિજ્ઞા લીધી છે, એટલે કાંઇ ચીંતા કરવાની જરૂર નથી. માહારાજા તથા વિનયચંદ્રે દિવાન કપટસીંહને પ્રત્યે અતિ ઉદાર-વૃત્તિથી જે ક્ષમા બતાવીછે તેને માટે સાહેબ લોકો આપણા સઘળા ભારતવાસીઓને જંગલી કહી હસે છે. પણ તેમને ખબર નથી કે આર્યોના ધર્મનો મુખ્ય ઉદેશ ગમે તેવા પ્રાણ ઘાતક શત્રુ તરફ પણ ક્ષમા બતાવવાનો છે! તથાસ્તુ! પ્રિયા, તમે હવે ત્વરીત તૈયારી કરો કારણ દરવાજા ઉપર સ્વારી તૈયાર થઇ રાહ જોતી હશે!

એટલામાં નીચેથી સ્વર સંભળાયો કે—"સ્વારી તૈયાર છે" આથી સર્વ કોઇ તૈયાર થઇ વખતસર મોંગીરમાં પોંહુચ્યાં.

## પ્રકરણ ૨૫ મું.

### આત્મઘાત.

ગત પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે મોંગીર પહોંચ્યા બાદ શેઠ અમીચંદના જાણવામાં આવ્યું કે સાહેબની સ્વારી પોતાના કરતાં પહેલાં કલકત્તેથી નીકળી ચુકયા છતાં હજુ સુધી અત્રે આવી નથી; તેથી મનમાં અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા તેમજ અન્ય સર્વ એ બાબતમાં જુદા જુદા વિચાર કરવા લાગ્યા. અંતે સર્વની ભેગી સલાહથી બ્રહ્મચારી રામાનંદને એક તેજી અશ્વ ઉપર સ્વાર થઇ તપાસ કરવા સારૂ મોકલવામાં આવ્યા.

બીજે દિવસે સુર્યોદય થતાં પહેલાં બ્રહ્મચારી રામાનંદે પાછા ફરી શેઠ અમીચંદને ખાનગીમાં મળી સાહેબના આવી પોંહુચવાની, તેમજ ગંગા કિનારે પોતાને માટે ખાસ ઉભા કરેલા તંબુમાં આશાએશ લેવા ગયાની, તથા શેઠ અમીચંદને તથા રાજા નીતીચંદ્રને તાકીદે મળવા સારૂ પોતાની પાસે બોલાવ્યાની સર્વ હકીકત કહી સંભળાવી તે સીવાય બ્રહ્મચારી તથા શેઠ અમીચંદ એ ઉભયની વચમાં કેટલીક ખાનગી વાત પણ થઇ. પછી રાજા સાહેબને બોલાવી સાહેબનો હુકમ કહી સંભળાવ્યો અને બન્ને જણ ગાડીમાં બેસી સાહેબના મુકામ ઉપર પહોંચ્યા.

દિવાન કપટસીંહના મહેલ ઉપર હજુ સુધી ગોરા સૈનીકોનો પહેરો હોવાથી યમુના તથા વિદ્યાને ત્યાં

રાખવાનું યોગ્ય નહીં ધારી શે? અમીચંદે પોતાની સાથેજ રાખ્યાં હતાં.

સાહેબના મુકામ ઉપર પહોંચ્યા બાદ બાહેમ બોલ્યા—

રાજા સાહેબ આપ આપના કટ્ટા શત્રુને જીવતદાન બક્ષવા ચાહતા હતા, પણ દૈવની ગતિ ન્યારી છે. તે નાલાયક પાજી આત્મહત્યા કરી પોતાના પ્રાણ તેના કીરતારને સ્વાધીન કર્યા છે તે સાંભળીને હું ખાત્રીથી માનું છું આપ જરૂર ઘણાજ નાખુશ થશો.

રાજા નીતીચંદ્ર બેશક નામદાર સાહેબ— તે નાલાયક મનુષ્યની આત્મહત્યાની હકીકત સાંભળી હું ખરા અંતઃકરણથી દુઃખી છું. તેણે મારા પ્રત્યે ચલાવેલી ગેરવર્તણુંકનો બદલો હું એવી તો સરસ રીતે વાળી આપવા ધારતો હતો કે આ દુનીઆમાં સર્વ મનુષ્યો જાણી સાંભળીને વિસ્મય થાત કે પોતાના પ્રાણઘાતક વૈરી તરફ એવી ક્ષમા બતાવેલી કોઈએ દિઠી કે સાંભળી હોંત નહીં. પણ અફસોસ! મારા મનની ઊમેદ મનમાંજ રહી ગઇ. અને તેથી પણ વધારે દિલગીર તો એટલા માટેજ છું કે તેની ધર્મપરાયણ અને સ્વામીભક્ત સ્ત્રીના ઉપકારકો કાંઈ બદલો વાળી શક્યો નહીં.

સાહેબ—હું ખરેખર ઘણો અજબ થાઉં છું કે જે દુષ્ટ મનુષ્યે આપનું જીવન દુઃખમય કરી આપની સર્વ માલ મીલકત છીનવી લેઈ પોતે તેનો માલીક થઈ પડી આપના એક પુરા પુત્રને ઘેર ઘેર ભીખ માંગવા જેવી સ્થીતીમાં આણી મુક્યો, તેના પ્રત્યે આપ આટલી બધી ક્ષમા બતાવી શીક્ષામાંથી પણ બચાવવા ચાહો છો!

રાજા નીતીચંદ્ર—હું એટલુંજ કરી બેસી રહેતે નહીં પણ તેની પુત્રીના લગ્ન મારા પુત્ર સાથે કરી તેને એક એવી જાગીર બક્ષિશ આપત કે જેથી તે મારી નજરથી દુર રહી ઘણી આબરૂ ઈજતથી પોતાનું અવશેષ જીવન

પુર્ણ કરત ! પણ લાચાર ! તે પરમ કૃપાળુ જગદીશ્વરે તેના અતિ ભયંકર દુષ્કાર્યોનો બદલો તેને આપી દીધો.

**અમીચંદ**—ચાલો છે થયું છે ઠીકજ થયું છે ! એવા પાપી મનુષ્યો જેમ જલ્દીથી આ પૃથ્વી ઉપરથી ઓછા થાય તેમ સારૂં ! •

રામાનંદ (સાહેબ તરફ જોઇને) આપની આજ્ઞા હોય તો હવે તેની આત્મહત્યાનો વિગતવાર હેવાલ રાજા સાહેબને કહી સંભળાવું ? કારણ કે આપ સાહેબની આજ્ઞાનુસાર હજુ સુધી રાજા સાહેબથી તે ગુપ્ત રાખવામાં આવ્યો છે.

સાહેબ—તત્સંબંધે ફક્ત એટલુંજ જાણવાનું છે કે જ્યારે કલક-તેથી મોંગીર આવવા સારૂ નીકળ્યા ત્યારે તેના બેઉ હાથમાં બેડીઓ સહીત મધ્ય રાત્રિના સમયે તેને વહાણ ઉપર લાવવામાં આવ્યો હતો. મારી બોટ સર્વથી આગળ હતી. રાત્રિના આશરે બે એક વાગતારે સુમારે પાછળના વહાણ ઉપર એટલો તો શોર બકોર થવા લાગ્યો કે મારી નિંદ્રા ઉડી ગઈ, અને જાગૃત થઇ તપાસ કરતાં મારા માણસે ખબર આપી કે દિવાને કપટસીંહે અચાનક પોતાના હાથની બેડી તોડી નાંખી પાસેના એક સીપાઈના હાથમાંથી તરવાર ઝુંટવી લઈ પોતાના હાથથી પોતાની ગરદન કાપી નાંખી આત્મઘાત કર્યો છે, અને તે કામ તેણે એટલી તો ત્વરાથી કર્યું કે તેના હાથમાંથી તરવાર છીનવી લેવા પ્રયત્ન કરવામાં આવે ત્યાર પહેલાં તો સર્વ ખલાશ થઈ ચુકયુ હતું. તેથી સહવાર સુધી સર્વ રસાલો ત્યાંજ થોભાવવામાં આવ્યો, અને સાથેના વૈદક અમલદારે તેને તપાસી જોતાં તેનો આત્મા આ ફાની દુનિઆમાંથી ઉડી ગયેલો જણાયો તેથી તેના મૃતદેહને એક પેટીમાં બંધ કરી અત્રે લાવવામાં આવ્યું છે; તે તેના વારસોને સોંપી યોગ્ય ક્રિયા કરવાની આપને પરવાનગી છે.

રાજા નીતીચંદ્ર-(ઘણા ખેદથી) અફસોસ! ઘણીજ તેણે ખરાબ રીતે પોતાની જીંદગીનો અંત આણ્યો છે!

અમીચંદ-તેને સ્વપને પણ એવી વકી રાખી નહીં હોય કે આપ તેના અઘોર કૃત્યો બદલ ક્ષમા આપી તેની સાથે ભલમનસાઇથી વર્તશો.

સાહેબ-તેના માનવામાં એવુંજ હશે કે તેના દુષ્કર્મોના બદલામાં તેને દેહાંત દંડની શીક્ષા કરવામાં આવશે તેથીજ તેણે સ્વહસ્તે પોતાની જીંદગીનો છેડો આણ્યો હશે.

રામાનંદ-આપનું માનવું યથાર્થ છે. તેવીજ ધારણાથી તેણે આત્મ હત્યા કરી છે.

સાહેબ-તેના મરણ બાદ તેના અંગની ઝડતી લેતાં તેના ગજવામાંથી એક બંધ પાકીટ મળી આવ્યું છે, તે ખોલી જોતાં તેમાં એક પત્ર ફારસી ભાષામાં લખેલો જણાયો; જેમાં દિવાન કપટસીંહે આ મુકદમા સંબંધી તથા તથા પોતાના બીજા અનેક દુષ્કર્મોનો પુરે પુરો હેવાલ લખેલો છે. તે વાંચતાંજ મારાં તો રૂંવેરૂંવાં ખડા થયાં કે હે ઈશ્વર! આ દુનીઆમાં આવાં કાળા કર્મો કરનાર દુરાત્મા પ્રાણીઓ કેટલા હશે? ખેર! આજે આપ લોકો સર્વે મુકામ ઉપર જઈ તેની લાશને અગ્નિ સંસ્કાર વિગેરે કરવાની તજવીજ કરો અને આવતી કાલે દરબાર ભરવાનો મારો વિચાર છે તે પ્રસંગે તેના સ્વહસ્તનો લખેલો પત્ર વાંચી સંભળાવવામાં આવશે તેથી હાલ એ પત્ર મારી પાસેજ રહેશે.

તે ઉપરથી સર્વે જણા સાહેબની રજા લઇ મુકામ ઉપર આવ્યા અને દિવાનના મૃતદેહને ગંગા કિનારે મોકલવામાં આવ્યું.

---

## પ્રકરણ ૨૬ મું.

### સ્વામીસહગમન.

ઘર પાછા ફર્યા પછી રાજા નીતીચંદ્ર તથા શેઠ અમીચંદ તથા બ્રહ્મચારી રામાનંદ, દિવાન કપટસીંહને આત્મઘાતની ખબર તેની ધર્મપરાયણ પતિવૃતા સ્ત્રી યમુનાને શી રીતે આપવી તત્સંબંધે અતિ મુંઝવણમાં પડયા. અંતે તે કાર્યનો ભાર બ્રહ્મચારી રામાનંદે પોતાને માંથે લઇ યમુનાની પાસે જઈ આડી અવળી અનેક પ્રકારની વાતો કરતાં કરતાં તેના પતિની આત્મહત્યાની વાત કહી; તે બનાવથી પોતે તથા રાજા નીતીચંદ્ર તથા શેઠ અમીચંદ વિગેરે અત્યંત દુઃખી થયા છે તે યુક્તિ પ્રયુક્તિથી કહી સંભળાવ્યું.

હાય ! દિવાન કપટસીંહના આત્મઘાતની વાત સાંભળી તેની પતિપરાણ સતિ સ્ત્રી યમુના તથા તેની શુશીલ પુત્રી વિદ્યાની કેવી દશા થઇ ? તે લખી જણાવવું એ અમારી કલમની તાકાદ બહારની વાત છે !

એક પ્રહર સુધી તો યમુના તથા વિદ્યાનું કલ્પાંત, પ્રિય વાંચનાર ! ગમે તેવા પાષાણ હૃદયના પુરૂષને પણ પીગળાવે તેવું હતું. પણ પછી તેમને મહા મુસીબતે બ્રહ્મચારી રામાનંદ, યમુના તથા વિદ્યાને સાથે લઇ ગંગા તટ ઉપર આવ્યો; જ્યાં પ્રથમથીજ ચિતા બનાવી તૈયાર રાખવામાં આવી હતી. દિવાનના મૃતદેહને એક દેવદારની પેટીમાં બંધ કરી તે પેટી ચિતાની નજીક મુકેલી હતી ત્યાં પહોંચતાજ યમુનાએ પોતાના પતિની લાશને પેટીમાંથી બહાર કહાડી તેને સ્વહસ્તે ચિતા ઉપર સુવાડી, તેમાં અગ્નિ પ્રકટાવી પોતે ચોપાસ પ્રદક્ષિણા ફરવા લાગી. યમુનાના કહેવાથી બ્રહ્મચારી રામાનંદ વિદ્યાને પકડીને થોડે દુર જઇ બેઠો

હતો, અને અન્ય લોકો પણ ત્યાં બેઠા હતા; ચિતાની નજીક તો ફક્ત સતિ વીરાંગના યમુનાજ હતી. ચિતાનો અગ્નિ જ્યારે તેના પુર જોસમાં પ્રકટ થયો એટલે તે સતિ વિરાંગના એકવાર વિદ્યા તરફ સ્નેહભરી દૃષ્ટિ કરીને. એકદમ એવી તો ત્વરાથી ચિતામાં કુદી પડી પોતાના પતિની અડધી બળેલી લાશને બાઝી પડી, કે સર્વ લોકો મ્હોં વકાસીને જોતાંજ રહ્યાં !

ઉપલો બનાવ દેખતાંજ બિચારો રામાનંદ હાં ! હાં ! કરતો દોડયો, પણ ત્યાર પહેલાં તો તે સતી વીરાંગના પોતાનું કાર્ય પરવારી ચુકી હતી તો પછી કેવળ હાય ! હાય ! કરવાથી શો ફાયદો ? અંતે જોત જોતામાં બંન્ને જણા બળી ભસ્મ થઇ ગયા.

ગરીબ બિચારી વિદ્યા ! પોતાની માતાને ચિતામાં પડેલી જોઇને પોતે પણ તેની સાથે બળી મરવાની ઇચ્છાથી તે તરફ જવા લાગી, પણ બ્રહ્મચારી રામાનંદે તેને પકડી લીધી. વાંચનાર ! આ અસિમ કરૂણા જનમ બનાવથી અને આટલી તરૂણાવસ્થામાં અચાનક અને તે વળી એક્કી વખતેજ પોતાના માત પિતાને ગુમાવવાથી આપણી વાર્તાની નાયિકા વિદ્યાના અતિ કોમળ અંતઃકરણમાં કેવી લાગણીઓ થતી હશે તેની કલ્પના તું જાતેજ કરી લે ! કારણ તે લખી બતાવવાને અમારી કલમ અશક્ત છે.

સતિ થવાનો ચાલ જોકે એ સમય પહેલાં ઘણા લાંબા કાળથી વિદેસી સરકાર તરફથી બંધ કરવામાં આવ્યો હતો, તો પણ જે ખરેખર સતિજ છે તેને કોણ રોકી શકનાર છે ? આપણા આર્યાવૃતમાં હજારો વિરાંગનાઓ સ્વપતિની પાછળ સતિ થઇ બળી મુઈ છે અને હજારો પ્રયત્ન કરવા છતાં પણ રોકાઇ રહી નથી. ભારતવર્ષની વિરાંગનાઓ સ્વપતિનેજ પોતાના પ્રભુરૂપ સમજે છે. પતિના સુખને સુખ, અને દુઃખને દુઃખ માનવામાંજ પો-

તાની જીંદગીનું સાર્થક સમજે છે. પતિનો વિયોગ ક્ષણભર પણ વેઠી શકિત નથી; પતિના ભોજન કર્યા પછી જ પોતે ભંજન કરે છે. પ્રાતઃકાળમાં ઉઠી પતિનાંજ દર્શન કરી અહોનીશ પતિ ભક્તિમાંજ નિમગ્ન રહે છે. તેના રોમે રોમમાં પતિ પતિજ વ્યાપી રહે છે. પતિના દર્શન વિના તે અન્ન જળનો ત્યાગ કરેછે તો તેવી સતિ વીરાંગનાઓ શું પતિ પાછળ જીવન ધારણ કરી શકે ? પ્રિયવાંચનાર, આપણી યમુના પણ તેવીજ પતિપરાયણ સતિ વિરાંગના હતી. જોકે તેનો પતી ઘણો દુષ્ટ અને પાજી સ્વભાવનો હતો છતાં તે તેને અપુર્વ પ્રેમથી ચાહતી હતી અને તેના દુષ્ટ કર્મોને માટે હમેશાં દુઃખી થતી પરંતુ ઉંચે સ્વરે કોઈ દિવસ તેને કાંઇ કહેતી નહીં. તેને ખાત્રી હતી કે બ્રહ્મચારી રામાનંદ વિગેરે તેના કાર્યમાં વિક્ષેપ નાંખશે તેથી તે સર્વને ભુલાવામાં નાંખીને સાધ્વી યમુનાએ પોતાની ઇચ્છા પાર પાડી હતી.

યમુના સતિ થયાની ખબર જ્યારે કંપની સરકારના મુખ્યાધિકારીને પડી ત્યારે તે ઉમરાવ દિલનો હાકેમ અતિ નારાજ થયો અને બોલ્યો કે—"તમારા હિંદુલોક ઘણા જંગલી અને ક્રુરછે અને તેમાં વિશેષ કરીને આ સતિ થવાનો ચાલ ઘણો ઘાતકી અને ધિઃકારવા યોગ્ય છે. વાંચનાર ! તેને આર્ય કુળ ગૌરવની મહત્તાની શું ખબર ?"



## પ્રકરણ ૨૭ મું.

### ભેદ સ્ફોટન.

સુર્યોદય થતાં પહેલાં મોંગીરમાં આજે ઘણી ધામધુમ થઈ રહી છે. આજુબાજુ તેમજ દુર ગામના લોકો પણ આજે ત્યાં આવવા લાગ્યા છે. તે એટલે સુધી કે મોંગીર

જાણે મનુષ્યોનો મહાસાગર હોય તેમ તેના રસ્તાઓ મનુષ્યોથી ઉભરાઈ જવા લાગ્યાં પણ વાંચનાર ! આ સર્વ લોકો કોણ છે ? અને શા કારણથી આજે મોંગીરમાં ભેગા થાય છે ? તે સાંભળ.

રાજા નીતીચંદ્રનું ઘણા લાંબા કાળે બંધન મુક્ત થઇ જીવતા માલમ પડવું, તથા દિવાન કપટસીંહનું કેદ થવું, વિગેરે સર્વ હકીકત રાજા નીતીચંદ્રની અતિ વિશાળ જાગીરની પ્રજાને આપી, તેઓને પોતાના કૃપાળુ રાજાના ઘણે લાંબે સમયે દર્શન કરવાને તથા દિવાન કપટસીંહના મુકદ્દમાની વિગત સાંભળવાને આવવા સારૂ બ્રહ્મચારી રામાનંદે કહાવી મોકલવાથી અને તે મુકદ્દમો આજરોજ નિકળનાર હોવાથી આતુર લોકોના ઝુંડના ઝુંડ આજે મોંગીરમાં આવી પહોંચી પાપ વિનાશીની ગંગા નદીના કીનારા ઉપરના વિશાળ મેદાનમાં તે માટે ખાશ ઉભા કરવામાં આવેલા મોટા મોટા તંબુઓ, શામીઆના વિગેરેમાં તે એકઠા થવા લાગ્યા. આ ભેગા થયલા જન સમુહના અતિ વિસ્તીર્ણ મહાસાગરમાં કાંઇ ટંટો ફીસાદ થવા પામે નહીં તેના બંદોબસ્ત સારૂ પચાસ ગોરા સીપાઇઓ, બસો દેશી સીપાઇઓ, અને રાજા સાહેબની જાગીરના પાંચસો ગામઠી સીપાઈઓના ઠેર ઠેર પહેરા રાખવામાં આવ્યા હતા.

ખાસ ઉભા કરેલા તંબુઓ અને શામીઆનાની વચમાં એક વિશાળ જરીનો તંબુ જણાતો હતો; તેને પુર ભપકાથી શણગારવામાં આવ્યો હતો. તેની અંદરની બાજુએ જમીન ઉપર એકસુંદર ગાલીચો બીછાવી તેના ઉપર ખુરસીઓ ગોઠવવામાં આવી હતી અને તે દરેક ખુરસીઓ ઉપર નંબર લગાડવામાં આવ્યા હતા જેથી જે ખુરસી જેને માટે મુકરર કરી હોય તે સિવાય અન્ય કોઇ બેસી શકે નહીં. આ દરબારમાં હાજર થવા સારૂ મોંગીરના તેમજ આસપાસના

ગામોના અમલદારોને તથા સંભાવીત ગૃહસ્થોને ખાસ આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. અને દરબારની વચમાં સર્વથી ઉંચો એક ચોરો બનાવી તેના ઉપર જરી તથા મખમલનાં બીછાનાં બીછાવી ઘણી ઉત્તમ કારીગરીની ખુરસીઓ ગોઠવી દેવામાં આવી હતી. આ જગ્યા ફક્ત સરકારના ઉત્તમાધિકારી, રાજા નીતીચંદ્ર, વિનયચંદ્ર, શેઠ અમીચંદ. બ્રહ્મચારી રામાનંદ તેમજ કેટલાક મુખ્ય અંગ્રેજ અમલદારોને સારૂ ખાસ મુકરર કરવામાં આવી હતી. આ બેઠકની પાછળ ચારેક હાથ ઉંચો એક માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. તેને સુંદર રીતે સણગારી ચોગરદમ ચક નાંખેલા હતા. તેમાં વિદ્યા તથા મોહિની અને અન્ય પ્રતિષ્ઠિત ઘરની સ્ત્રીઓને બેસવા સારૂ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી.

દિવાન કપટસીંહની આત્મહત્યાના કારણથી આજના દરબારનું મહત્વ કમી થયું હતું, અને તેથીજ સરકારના ઉત્તમાધિકારીએ દિવાનના ગજવ માંથી મળી આવેલો પત્ર રાજા સાહેબને સોંપી પોતે કલકતે પાછા જવાની અભિલાષા બતાવી; પણ રાજા સાહેબની વિશાળ જાગીરના લોકોને આમંત્રણ કરી ખાસ બોલાવેલા હોવાથી દરબારમાં હાજર રહી તે ભારી જન સમુહ સમક્ષ તે પત્ર વાંચવાનુ ઠરાવવામાં આવ્યું હતું.

સવારના દશ વાગતામાં તો લોકોની ગંજાવર મેદની થઇ ચુકી હતી, અને માંચડા ઉપર અન્ય સ્ત્રીઓ આવી ચુકી હતી, પણ આપણી વાર્તાની મુખ્ય નાયીકા વિદ્યા તથા મોહિની આવી નહોતી, બિચારી વિદ્યા પોતાના માત પિતાના ગમથી એવી તો અધમુઇ થઇ હતી કે દરબાર વખતે હાજર રહેવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી. પણ બ્રહ્મચારી રામાનંદ તથા મોહિનીની ભારે સમજાવટથી લાચારીથી આખરે આવી હતી.

બરાબર સાડાદશ વાગતે રાજા નીતીચંદ્રની સાથે

સાહેબની સ્વારી આવી પોહચી; તે પ્રસંગે ભેગા થયલા સઘળા જન સમુહે ઉભા થઇ સાહેબ બહાદુરની તેમજ રાજા સાહેબના નામની જયજયકારની ધ્વનીથી દિશાઓ ગજાવી મુકી. બ્રહ્મચારી રામાનંદ ત્યાં પ્રથમથીજ આવેલા હતા તેમણે આગેવાની કરી સામા જઇ આવકાર આપી તેડી લાવી સાહેબ બહાદુરને યોગ્ય સ્થાને બેસાડયા બાદ રાજા નીતીચંદ્ર વિગેરે અન્ય અંગ્રેજ અમલદારો, પોત પોતાને સ્થાને બેઠા.

પોતના જે સ્વામીને ઘણા લાંબા કાળ પુર્વે સ્વર્ગવાસી થયલો માનતા હતા તેને પ્રત્યક્ષ પોતાની દ્રષ્ટિસન્મુખ જોઇને રાજા સાહેબની સ્વામીભક્ત પ્રજાવર્ગના હર્ષનો કાંઇ પાર નહોતો. તેઓએ ફરી ફરીથી ઇશ્વરના નામની જયજય બોલાવી હર્ષનાદનો ધ્વની મચાવ્યો. આશરે અડધા કલાક સુધી આવી રીતે જયનાદ થયા પછી બ્રહ્મચારી રામાનંદે ઉભા થઇ હાથ ઉંચા કરી લોકોને શાંત થવા જણાવ્યાથી દરબારમાં એવી તો શાંતી પ્રસરી રહી કે જમીન ઉપર એક ટાંકણી પડવાનો અવાજ પણ સાંભળી શકાય.

સર્વ શાંત થયા પછી બ્રહ્મચારી રામાનંદે નીચે પ્રમાણે બોલવાનું શરૂ કર્યું—

"સર્વથી પ્રથમ તો આપણે પરમ કૃપાળુ શ્રી જગકર્તાનો તથા સરકારના મુખ્ય પ્રતિનીધી સાહેબનો ઉપકાર માનવો જોઇએ. ( તાલીઓ ) કારણ કે શ્રી પરમાત્માની કૃપાથી આપણા સદ્ગુણાભિધાન સ્વામી રાજા નીતીચંદ્ર જેમને ઘણા લાંબા કાળથી આપણે સ્વર્ગવાસી થયલા સમજતા હતા, અને જેમની સર્વ સંપત્તીનો દિવાન કપટસીંહ ધણીરણી થઇ બેઠો હતો, તેમને આજે આપણી ચક્ષુસમક્ષ હજરાહજુર પ્રત્યક્ષ બેઠેલા જોઇએ છીએ; ( હર્ષનાદ ) તેથી આજના માંગલીક પ્રસંગે આપણા હર્ષનો પાર નથી. અને આજનો આ આનંદદાયક પ્રસંગ

નામદાર સરકારના મુખ્યાધિકારીની કૃપા વડેજ પ્રાપ્ત થયાથી આ સ્થળે ખરા અંતઃકરણ પુર્વક તેમનો ખાસ આભાર માનવો જોઇએ ( તાલીઓ ) "

" આજના દરબારનું મુખ્ય કારણ ભુત થયલો દિવાન કપટસીંહ હવે આ દુનીઆમાં નથી, તો પણ આપ સર્વની અતિ પ્રબળ ઉત્કંઠા તૃપ્ત કરવાને ખાતર તેના અતિ ભયંકર દુષ્કર્મોની સર્વ વિગત ( તેના સ્વહસ્તની લખેલી ) વાંચી સંભળાવવામાં આવશે. અને હવે જયારે દિવાન કપટસીંહ આ દુનીઆમાં હૈયાત નથી, પણ પોતાના અનેક દુષ્કર્મોનું ફળ પરલોકમાં ભોગવતો હશે, તો તેવા એક મૃત્યુ પામેલા પ્રાણીને માટે કઠણ શબ્દ પ્રહાર કરવા અયોગ્ય અને અનુચિત સમજી તેનાથી દુર રહેવું યોગ્ય છે, "

" રાજા નીતીચંદ્રની જીંદગીમાં સમાયલા ગુપ્ત ભેદો અને " " દિવાન કપટસીહનાં સર્વ કર્તુકો ખુલ્લાં કરી આપવાને મારી " " પાસે એવી ચાર વસ્તુઓ છે, કેમકે જેથી એ બાબતનું સર્વ " "રહસ્ય આપ આપનીમેળે સમજી શકશો. તે ચાર વસ્તુઓ પૈકી " " કાગળોના બે બંડલો, કે જે દિવાન કપટસીંહની ખાનગી " " ઓરડીમાંથી મળી આવ્યાં છે, તે તથા વિજયચંદ્રનું એક તાવીજ " " તથા ચોથી વસ્તુ દિવાને આત્મહત્યા કર્યાબાદ તેના ગજવા- " " માંથી મળી આવેલો એક પત્ર છે. "

" પ્રથમ હું એક વાત ઉપર આખા દરબારનું તેમજ " " સાહેબ બહાદુરનું ધ્યાન ખેંચવા માંગુ છું. એમ કહી તેણે " " એકવાર ચક તરફ દૃષ્ટિ કરી ફરી વિનયચંદ્ર તરફ નજર કર્યાબાદ આખા દરબાર તરફજોઇ કહ્યું કે આજ સુધી આપ " " સર્વેના મનમાં એવોજ ખ્યાલ છે કે નીતીચંદ્રનો રાજા વિનયચંદ્ર " " પુત્ર છે, અને વિદ્યા દીવાન કપટસીંહની પુત્રિ છે, અને તે ખરૂં " " નથી; પરંતુ સત્ય વાત તો એમ છે કે વિદ્યાકુમારી રાજાસાહેબની પુત્રિ છે અને........ "

બ્રહ્મચારીના મુખમાંથી ઉપલા શબ્દો નિકળતાંજ ચોગરદમથી ' જય રાજકુમારીની જય''ની ધ્વનીથી આખો દરબાર ગાજી ઉઠયો, અને પાંચ મિનિટ સુધી ઘણો શોરબકોર મચી રહ્યો. પરંતુ બ્રહ્મચારીએ પુનઃ હાથ ઉચા કરતાંજ પ્રથમની માફક શાંતિ પ્રસરી ગઈ. વિદ્યાકુમારી રાજા નીતીચંદ્રની પુત્રિ છે, એવું બ્રહ્મચારીના મુખથી સાંભળી સૌથી વિશેષ અજાયબી તો વિદ્યા, વિનયચંદ્ર અને રાજા નીતીચંદ્રને લાગી. કારણ તે લોકોને પણ એ ભેદની કિંચિત માત્ર ખબર નહોતી, તેથી રાજા નીતીચંદ્રે આશ્ચર્ય ચકિત થઈ પુછયું:—

" બ્રહ્મચારીજી ! શું એ વાત સત્ય છે ? અને જો તેમજ " " છે તો આજસુધી આપે એ વાત મારાથી શા માટે ગુપ્ત " " રાખી ? " તે સાંભળી બ્રહ્મચારી બોલ્યાઃ—

ઇશ્વરની હસ્તીની વાત જેટલી સત્ય છે તેટલીજ એ" "વાતમાં પણ સચ્ચાઈ છે. એ ભેદની વત ગીરજાના મરણબાદ " વિનયચંદ્રનું તાવીજ વાંચવાથી મ્હારા જાણવામાં આવી, અને " " હું ખાત્રિ પુર્વક કહી શકું છું કે એ વાત આખી પૃથ્વીમાં " " ગીરજા શિવાય અન્ય કોઈના પણ જાણવામાં નહીં હોય; તે " " એટલે સુધી કે દિવાન કપટસીંહ અને તેની સાધ્વી સ્રી " " યમુના પણ એ ભેદથી અણવાકેફ હતાં. તેમજ ગીરજાએ એ " " ભેદ શા કારણથી ગુપ્ત રાખ્યો હતો ? તે હું હમણાંજ કહી " " સંભળાવીશ. "

સાહેબ—ત્યારે વિનયચંદ્ર કોનો પુત્ર છે ?

બ્રહ્મચારી——તે પણ ક્ષત્રી પુત્ર છે, અને સ્પષ્ટ કહું તો તે ગીરજાની ન્હાની બ્હેન માલતીનો પુત્ર છે. જે વિનયચંદ્રને જન્મ આપતાંજ સ્વર્ગવાશી થઈ હતી. અને તેનો પતિ અર્થાત્ વિનયચંદ્રનો પિતા જ્યારે વિનયચંદ્ર ગર્ભસ્થાનમાં હતો, ત્યારનોજ આ સંસારનો ત્યાગ કરી પરલોકવાસી થયો હતો.

વહાલા વાંચનાર ! આ વાત સાંભળી વિદ્યા, વિનયચંદ્ર અને રાજા નીતીચંદ્રના મનોભાવ કેવા પ્રકારના થયા હશે, તેનો તાદૃસ્ય ચિતાર અમારી નિર્જીવ કલમ શી રીતે આપી શકે ?



## પ્રકરણ ૨૮ મું.

### તાવીજ રહસ્ય.

પ્રથમ દિવસે દરબારનું કામ ચાર વાગતે બંધ કરવામાં આવ્યું, અને બીજે દિવશે બરાબર દસ વાગતે તે પુનઃ શીરૂ કરવામાં આવ્યું. આ દરબાર એક દિવસમાં પુરો થનાર નહોતો, તેથી બહારગામથી આવેલા લોકોને સારૂ ડેરા-તંબુ તથા ખાવા પીવાનો અગાઉથીજ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. વળી ધારવા કરતાં પણ આ દરબારની લિલા વિચિત્ર જણાયાથી તેનું રહસ્ય જાણવા સારૂ સાહેબ બહાદુર પણ થોભ્યા હતા. તે સર્વની શમક્ષ બ્રહ્મચારીએ બીજા દિવસના દરબારમાં નિચે પ્રમાણે બોલવાનું શરૂ કર્યું.

પ્રથમ ઉભા થઈ તેણે વિનયચંદ્રવાળું તાવીજ સર્વની સમક્ષ રજુ કરી તેમાંથી ગિરજાના હસ્તાક્ષરની લખેલી ચીઠ્ઠી વાંચવી શરૂ કરી.

“ કદાપિ કોઈ માણસને વિનયચંદ્ર અથવા વિદ્યાકુમારીની ” “ અસલ સ્થિતિ જાણવાની ઇચ્છા થાય, અગર તો વિનયચંદ્ર “ અથવા વિદ્યાકુમારીને પોતાની ખરી સ્થિતિ જાણવાની ઉત્કંઠા “ થાય, તો આ ચીઠ્ઠી વાંચવાથી જાણવામાં આવશે. ”

“ મારી બ્હેન માલતી વિનયચંદ્રને જન્મ આપતાંજ દેવલોક પામી. તે સમયે રાણીને (રાજા નીતીચંદ્રની પત્ની) પણ એક મુવેલી પુત્રીનો પ્રસવ થયો, તેને મેં [illegible]ગાના પ્રાહમાં વહેતી મુકીને ગુપ્ત રીતે વિનયચંદ્રને તેને

સ્થાને ગોઠવી દીધો. પછી હું જ તે બાળકીની ધાવ બનીને રહી. તે બાળક મોટો થયા પછી હું તેની ધાવ હોવાથી મને "માસી" કહી બોલાવવા લાગ્યો ! પણ તે નિર્દોષ બાળકને થોડીજ ખબર હતી કે હું તેની સગી માસીજ હતી ! પછી કેટલાંક વર્ષ બાદ કોઈ મહાત્મા પુરૂષથી મ્હારા જાણવામાં આવ્યું કે હવેને પ્રસંગે રાણીને જે સંતાન થાય, તેનું મુખ દશ વર્ષ સુધી રાજા સાહેબના જોવામાં આવે નહીં; નહીં; તો ઘણું અશુભ ફળ થશે. તે મહાન પુરૂષનું આવું વચન સાંભળી હું ઘણી ગભરાઇ, પણ દૈવયોગે રાણીને અને દિવાન કપટસીંહની પત્નિ યમુનાને સાથેજ પ્રસવ થયા. યમુનાને મૃત પુત્ર પ્રસવ્યો હતો, તેને રાણીની પાસે સુવાડી તેની પુત્રિ જેનું નામ વિદ્યાકુમારી છે તેને યમુનાની પાસે સુવાડીને અદલાબદલી કરી નાંખી તે એટલાજ સારૂ કે તે કન્યાનું મુખ રાજા સાહેબના જોવામાં આવે નહીં, અને તેનો ઉપાય પણ મેં કરી રાખ્યો હતો."

"હાય ! મારા કાર્યને માટે દુનીઆ મને ફાવે તેવું કહે, પણ હું મારા ધર્મના શપથ લઈને કહું છું કે એ સઘળું કાર્ય મેં તદન શુદ્ધ અંતઃકરણથી કર્યું હતું; કારણ કે રાણી પુત્રને સારૂ રાત્રિ દિવસ તરસ્યા કરી કલ્પાંત કરતી હતી, અને એમ કહેતી કે "જો આ પ્રસંગે મને પુત્ર પ્રાપ્તિ થશે નહીં તો હું આત્મહત્યા કરીશ" તેજ કારણથી મેં માલતીના પુત્રને રાણીની સુવેલી પુત્રી સાથે અદલા બદલી કરી રાણીને આત્મહત્યા કરતી અટકાવી હતી. અને વિદ્યાને યમુનાના મૃતપુત્રને બદલે ગોઠવવાની મારી મુખ્ય મતલબ એટલીજ હતી, કે રાજા બાહેનું અમંગળ થાય નહીં. વિદ્યા રાજા સાહેબની દ્રષ્ટિએ પડે નહીં તે બદલ મેં ઘણી સાવચેતી રાખી હતી, અને મારા ધારવા મુજબ રાજા સાહેબે તેનું મુખ જોયું પણ નથી; છતાં આ ઘરનુ એટલે રાજા રાણીનું અમંગળ તે છોકરીનું મુખ

જોવાથીજ થયું હશે એવો મને શક છે।”

“વિદ્યાકુમારના જન્મ પછી રાણી થોડાજ દિવસ જીવવા પામી. જ્યારે તેણે જાણ્યું કે હવે પોતાને બચવાની આશા નથી, ત્યારે તેના મનમાં શંકા થઇ; કે તેના મરણ બાદ રાજા સાહેબ કદાપી પુનઃલગ્ન કરે, અને તે લગ્નથી સંતાન થયા, તો તેથી પોતાના પુત્ર વિનયચંદ્રના હકને નુકસાન થવાનો સંભવ રહે; માટે મરણ અગાઉ તેનો યોગ્ય બંદોબસ્ત કરવાની ઇચ્છાથી તેણે રાજા સાહેબને કહ્યું—“પ્રાણનાથ, હું આપના ચરણની સેવા કરી આ અસાર સંસાર ત્યાગ કરવાની તૈયારીમાં છું, તો આપ કૃપા કરી મારી અંતકાળની વિનંતી ધ્યાનમાં લઇ મારી અભિલાષા પુર્ણ કરો, રાણી ઉપર રાજા સાહેબનો અપુર્વ પ્રેમ હતો, તે રાણીના મુખમાંથી ઉપલા શબ્દો સાંભળી તેના નેત્રોમાં અસ્રુ ભરાઇ આવ્યાં, અને એક ગાઢ નિઃશ્વાસ નાંખી બોલ્યો “પ્રાણપ્યારી, કહે તારી શું ઈચ્છા છે? મારા પ્રાણાર્પણ કરવાથી પણ તારી અભિલાષા પુર્ણ થઇ શકતી હોય તો તે કરવાને પણ તૈયાર છુ!, રાણીએ કહ્યું—‘પ્રાણ, આપના પ્રેમનો મને પુર્ણ ભરોંસો છે, પણ મારા વિનયચંદ્રને સારૂ કોઈ એવો બંદોબસ્ત કરી આપો, કે જેથી પાછળથી તેને કોઈ પ્રકારની અડચણ પડે નહીં.”

“રાજા સાહેબ રાણીના કહેવાના ભાવાર્થ પુર્ણપણે સમજી જવાથી બોલ્યા—‘આહા! વ્હાલી, તારા મનમાં એવો સંશય આવ્યો કે તારા સ્વર્ગવાસ પછી હું પુનઃલગ્ન કરૂં, અને તેનાથી અન્ય બાલક થાય તો વિનયચંદ્રને વાજબી હકને નુકશાન પહોંચે? કેમ એજ તારો ભાવાર્થ છેને? પણ પ્રાણાધિક પ્યારી શું તને એવી શંકા થાય છે કે તારા જેવી સાધ્વી અને રમણીરત્ન પ્રાણપ્યારી મને ઠગી આ નિઃસાર સંસારમાંથી મારો ત્યાગ કરી ગયા બાદ પુનઃલગ્ન કરી નર્કમાં પડવાની સ્વપ્ને પણ ઇચ્છા કરીશ? પરંતું હું તારી મનોવાંચ્છના હમણાજ પરીપુર્ણ કરૂછું!”

"એમ કહી રાજા સાહેબ પોતાની તમામ સ્થાવર જંગમ મીલકત વિનયચંદ્રના નામ ઉપર લખી આપી અને તેમાં સ્પષ્ટ લખ્યું કે કદાપી કોઈ કારણસર પુનઃલગ્ન કરવાથી તે સ્ત્રીને સંતાનની પ્રાપ્તિ થાય, તો પણ વિનયચંદ્રની મીલકત ઉપર તેનો હક પહોંચશે નહીં."

"આહા! રાજા સાહેબના આ કાર્યથી અતિ સંતુષ્ટ થઈ રાણી કાળને શરણ થઈ. તેના પરલોકવાસ થયા બાદ રાજા સાહેબે તે બન્ને દસ્તાવેજ પોતાના શયન-ગૃહમાં લોખંડની એક મજબુત પેટીમાં બંધ કરીને મુકયા, અને તે વાત સર્વથી ગુપ્તજ રાખી."

"રાણીના સ્વર્ગવાસ પછી આશરે દોહડ વરસ બાદ એક એવો બનાવ બન્યો કે જેથી વિનયચંદ્રના દુર્દૈવનો પ્રારંભ થયો!"

"વર્ષારૂતુમાં એક દિવસે રાજા સાહેબ મોટા રસાલા સહીત જંગલમાં શીકાર કરવા સારૂ ગયા; ત્રણ ચાર દિવસ પછી તેમના રસાલાના માણસો રડતાં કલ્પાંત કરતાં રાજમંદીર આગળ આવ્યાં, અને દિવાન કપટસીંહે એવી હકીકત કહી સંભળાવી, કે રાત્રિના સમયે એક અતિ વિકાળ સીંહ મહારાજાને ઉઠાવી લઈ ગયો, અને સવારે તપાસ કરતાં તેમનાં હાડપીંજર અને રક્તથી તરબોળ થયલાં કપડાં મળી આવ્યાં; તેથી તે જંગલમાંજ બાળી મુકવામાં આવ્યાં."

"હાય! આ અતિ શોકજનક ખબર સાંભળી મારી શું સ્થિતી થઇ તે કેવળ મારો ઈશ્વરજ જાણે છે! પ્રથમ તો એ હકીકત મેં સાચી માની. પછી મહારાજાની ઉત્તર ક્રિયા વિગેરે ઘણી ધામધુમથી થઇ ગયા બાદ એક દિવસે દિવાન કપટસીંહને બોલાવીને 'વિનયચંદ્રને પોતાના દુરાચારીણી રાણીનો જાર પુત્ર જાણી મહારાજાએ તેનો સર્વ હક રદ બાતલ કરી મને પોતાની સર્વ સંપત્તિનો માલીક બનાવ્યો છે, માટે વિનયચંદ્રને લઈને ચોવીસ કલાકની

અંદર તારે રાજમંદીર છોડીને જવું; વીગેરે કહ્યું."

"દિવાનના મુખમાંથી ઉપલા શબ્દ સાંભળતાંજ જાણે એકાએક મારા ઉપર વિજળી પડી નહીં હોય! તેમ જ્યાં હું ઉભી હતી ત્યાંજ જમીન ઉપર ફસાઇ પડી. મારી આંખે અંધારાં આવવા લાગ્યાં. અને આખી સૃષ્ટિ મને ગોળ ચક્કરની માફક ફરતી દેખાઈ; કેટલીવાર સુધી હું આવી સ્થિતીમાં રહી તેની મને ખબર નથી. પણ જ્યારે હું સુદ્ધીમાં આવી ત્યારે નિર્દોષ બાળક વિનયચંદ્ર મારી પાસ ધરતી ઉપર રડતો પડેલો જણાયે; અને તે દુષ્ટ દિવાન ત્યાં હતો નહીં."

"શુદ્ધીમાં આવતાંજ મારા મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા, કે જે રાણીને રાજા સાહેબ પોતાના પ્રાણથી પણ અધિક ચાહતા હતા, અને જેને ખુશી રાખવાની ઇચ્છાથી પોતાની સઘળી સંપત્તિનો માલીક (પોતે કદાચ કોઇ કારણસર પુનઃલગ્ન કરે અને તેના ફળ તરીકે સંતાન પ્રાપ્ત થાય તો પણ) એકલા વિનયચંદ્રનેજ ઠરાવ્યો હતો, તેજ રાજા પોતાની અતિ પતિવૃતા અને સાધ્વી રાણીના પવિત્રપણા વિષે શંકા કરે, અને તેને અંતની ઘડીએ આપેલું વચન મિથ્યા કરે! હાય! એ સઘળી બાબતો ઉપર મેં ઘણો ઘણો વિચાર કીધો, પણ મને તેમાં કંઈ સત્ય જણાયું નહીં. અને મારૂં મન મને સાક્ષી પુરવા લાગ્યું કે એ સર્વ પ્રપંચો નિમકહરામ દિવાન કપટસીંહનાજ છે; તેણે ધન તથા સત્તાના લોભથી અંધ બની મહારાજાનું ખુન કરી ખોટું વિલ બનાવી વીનયચંદ્રનો હક રદ કરી પોતે સર્વનો માલીક થવા માગે છે! પણ લાચાર! મારો ત્યાં ઉપાય શું? આ સમયે રાજા સાહેબના ગુરૂ અથવા કુળપ્રોહિત આચાર્ય માનાનંદ બ્રહ્મચારીજી પણ બદ્રિકેદારેશ્વરની યાત્રા કરવા ગયલા હોવાથી મારો તથા બાળક વિનયચંદ્રનો કોઇ સાચો શુભેચ્છક સલાહકાર પણ નહોતો. આખરે નિરૂપાય બની મહારાજના શયનગૃહમાંથી પેલી લોખંડની પેટીમાંથી

રાજા સાહેબે મુકેલા દસ્તાવેજનાં બન્ને બંડલો ગુપ્તપણે કહાડી લઈ મોંગીર છોડી બ્રહ્મચારી માહારાજની તિર્થયાત્રાથી પાછા ફરવાની રાહ જોતી ભાગળપુર તેમને ઘેર જઈ રહી.”

“ પણ હાય! જ્યારે દુઃખ આવે છે ત્યારે આગરદમથી આવે છે ! કારણ દોહડ વરસ પછી બ્રહ્મચારી યાત્રાથી પાછા ફર્યા તો ખરા, પણ તેઓ એવી તો માઠી અવસ્થામાં હતા, કે કાંઈ કહેવાની વાતજ નહીં. તેઓને ઉન્મત્તાવસ્થા પ્રાપ્ત થયલી હોવાથી ચિત્તભ્રમ થઈ ગયલા હતા. આથી વિનયચંદ્રને સાથે લઈ માત્ર ઇશ્વર ઉપર ભરોંસો રાખી પાછી મોંગીર આવી; પણ ત્યાં આવતાંજ મેં શું જોયું ? તે નિમકહરામ દુરાત્માએ રાજમંદીર ભાંગી તોડીને ખંડિયેર બનાવી પોતે રાજા સાહેબના અન્ય મહેલમાં પોતાના પરીવાર સહીત જઈ રહયો હતો; અંતે હું તે ખંડિયેરમાં વિનયચંદ્રને લઈ રહેવા લાગી, અને આ સર્વ હકીકત કાગળ ઉપર લખીને આ તાવીજમાં બંધ કરી રાખી મુકયું. કે ઇશ્વરકૃપાથી કદાચ બ્રહ્મચારીને પોતાની અસલ સ્થિતી પ્રાપ્ત થાય તો તેમને અગર વિનયચંદ્ર સમજમાં આવતાં સુધી હું જીવતી રહીશ, તો તેને હવાલે કરીશ. પછી તો ઇશ્વરેચ્છા ! એ સિવાય મારા જેવી એક નિરાધાર અબળા અન્ય શું શક્તિવાન હોય ? ”

ગીરજાની ચીઠ્ઠી પુરી થઈ રહ્યા પછી બ્રહ્મચારીએ પાછું બોલવાનું શીરૂ કર્યુ—“ આપ સર્વને અત્રે એટલો ખુલાસો કરવાની આવશ્યકતા છે, કે યાત્રાથી પાછા ફર્યા બાદ પાંચ છો વરસ સુધી હું ચિત્તભ્રમ સ્થિતીમંજ રહયો હતો, પણ ત્યાર બાદ ઇશ્વરકૃપાથી પુનઃ મુળ સ્થિતીમાં આવ્યો; ત્યારે હું ગીરજાને મળ્યો, અને સર્વ હકીકત જાણી ઘણો ખેદ પામ્યો અત્યાર સુધી હું દિવાન કપટસીંહને ઘણો ભલો માણસ સમજતો હતો, પણ આ સાંભળીને મારૂં દીલ તેના તરફથી પાછું હઠયું, અને રાજા સાહેબના મોત વીશે મને પણ સંદેહ લાગવા માંડયો. જોકે તેણે રાજા સાહેબની સર્વ

સંપત્તિ પોતાના કબજામાં લીધી હતી, તો પણ તે મારી સાથે ઘણી ભલમનસાઇથી વર્તતો હતો. તેથી હું પણ બહારથી તેની સાથે મળતો રહી અંતઃકરણથી તેને ધિક્કારતો, અને રાજા સાહેબના મોત વિશે ગુપ્તપણે તપાસ કરતો રહ્યો. તા.વિજની વાત ગિરજાએ પોતાની હૈયાતીમાં મને કહી નહોતી. કદાપી તે મને ચિત્તભ્રમજ સમજતી હશે. તેથી તેના ગુજરવા બાદ એ સર્વ હકીકત મારા જાણવામાં આવી. ”

સમય વિતી જવાથી બીજા દિવસનો દરબાર પણ બરખાસ્ત કરવામાં આવ્યો. સર્વ લોકો દિવાન કપટસીંહને પોતાની અંતઃકાળની ઘડીએ લખેલો હેવાલ જાણવાની આકાંક્ષા પોતાના મનમાંજ ગુપ્ત રાખી પોત પોતાના મુકામ ઉપર ગયા.



## પ્રકરણ ૨૯ મું.

### દિવાન કપટસીંહનો પત્ર

ત્રીજા દિવસનો દરબાર ભરાતાંજ બ્રહ્મચારી રામાનંદે શીરૂઆતમાં દિવાન કપટસીંહની આત્મહત્યા તથા તેના ગજવામાંથી મળી આવેલો પત્ર વીગેરે હકીકત જે અમારા વાંચકોની જાણ બહાર નથી, તે કહી સંભળાવી, દીવાનના હસ્તાક્ષરનો પત્ર વાંચવો શીરૂ કર્યો—

“ હે ઇશ્વર! હું અઘોર પાપી છું! મારાં અતિ ભયંકર દુષ્કર્મોનું અંતિમ પ્રાયશ્ચિત નથી! અને નર્કમાંથી કદી મારો ઉદ્ધાર પણ નથી! મારા પરમ કૃપાળુ સ્વામી સાથે વિશ્વાસ ઘાત અને નિમકહરામી કરી મેં શું સુખ ભોગવ્યું? અરે અંતે શું ફળ મળ્યું? તે જોઇને મ્હારા જેવી પ્રકૃતિના મનુષ્યો સાવધ થશે; કારણ કે કોઇ મહાન પુરૂષે કહ્યું છે કે,—
“કલજુગ નહી કરજુગ હય યહ, હાં દિનકો દે ઓર રાતલે;”
“ક્યાં ખુબ સોદા નકુદ હે, ઈસ હાથે દે ઉસ હાથલે ”

" આહા ! કોઈ અતિ દુર્ભાગી ઘડીએ હુશેનખાં સાથે મારી ઓળખ થઈ. કારણ તે પેલી કહેવત અનુસાર ખરૂંજ પડ્યું કે—'તોખમે તાસીર, અને સોબતે અસર'!"

" હુશેનખાં પ્રથમ મુર્શીદાબાદના નવાબને ત્યાં કોઈ સારા હોદ્દા ઉપર હતો. પણ તે નાલાયકને તેની દુષ્ટ વર્તણુકને લીધે ત્યાંથી ન્હાસવું પડ્યું. નવાબના જનાનખાનામાં કોઈ બેગમ સાથેના તેના આડા વહેવારની વાત જાહેર થવાથી તેને ગર્દન મારવાનો હુકમ થયો; તે વાતની તે દુષ્ટને અગાઉથી ખબર થવાથી તે ગુપ્ત રીતે ત્યાંથી ન્હાસી મને આવી મળ્યો."

" મારા મહાન કૃપાળુ અને સજ્જન સ્વામી રાજા નિતીચંદ્ર મારા ઉપર ઘણી દયા રાખતા, અને તેવીજ રીતે તેની પરમ સાધ્વી રાણી સારી પતિવ્રતા સ્ત્રી યમુનાકુંવર તરફ સગી બાતથી વર્તતી. હું હમેશાં અન્નદાતાના છત્ર તળે સુખની નિંદ્રા લેતો, અને ખરા તન મનથી તથા નિમકહલાલીથી તેની સેવા બજાવતો. પણ અફસોસ! રાક્ષસરૂપી સેતાન હુશેનખાંની સેતાનીયત ભરેલી અસર ધીરેધીરે મારા શરીરમાં રૂંવે રૂંવે પ્રસરી, અને હું પુરો સેતાનજ બની રહ્યો. પછી જે રાક્ષસી કર્મો કીધાં તેની યાદ આવતાંજ મારૂં હૃદય કમ્પે છે. વખત જતાં હું તે સેતાન રૂપી મનુષ્યનો પુરેપુરો ગુલામ બન ગયો, અને મારા માલીક રાજા નીતીચંદ્રના ઉપર હાથ કરવાનો લાગ શોધવા લાગ્યો ! સેતાનનું કામ કદી અટક્યું છે ? એક દિવસ વર્ષા રૂતુમાં રાજા સાહેબ શીકાર ખેલવા સારૂ ઘણે દુર અરણ્યમાં ગયા હતા, ત્યાં તેમને એકલા જાણી ચંડાળ હુશેનખાંએ તેમને બાંધી એક ખાલી પેટીમાં બંધ કરી એક નિર્દોષ મનુષ્યનો વધ કરી તેના શરીરમાં રાજા સાહેબનાં કપડાં બોળી તેના હાડપીંજરને રાજા સાહેબના હાડપીંજર તરીકે જાહેર કરી ત્યાંજ બાળી મુકી રાજા સાહેબ કોઈ વિકાળ સીંહના ભક્ષ થઈ પડયા એવી વાત

ચલાવી. પછી હુશેનખાંની દેખરેખ હેઠળ રાજા સાહેબ વાળી પેટી મેંગીર આણી, અને પેલા અજાયબ ભરમ વાળા પિપળાના વૃક્ષવાળા મકાનમાં તેમને બંધીવાન કરી રાખવામાં આવ્યા. આ કામથી ફારેગ થયા બાદ આશરે પચાસ પોણોસો રાજદ્વારીઓએ મારી સત્તા સ્વીકારવાને ના પાડવાથી તેઓને પણ આ અજાયબ ઘરમાં લાવી કેટલાએકના મેં અને ઘણાઓના હુશેનખાંએ પ્રાણ લીધા, જેઓનાં હાડ પીંજર હજુ પણ ત્યાં મોજુદ છે. અંતે તે દુષ્ટાત્મા હુશેનખાંને પણ તેના અતિ દુષ્ટ કર્મોનો યોગ્ય બદલો મળી ચુકયો છે."

"જોકે આ સર્વ કામમાં મારો હાથ હતો ખરો, છતાં મારૂં અંતઃકરણ મને અહોનીશ ડંખતું હતું. તો પણ હુશેનખાંના ભયથી મેં રાજા સાહેબનો છુટકારો કર્યો નહીં, તેમજ ઘણા વખત સુધી હું તેમની રૂબરૂ ગયો પણ નહીં. હુશેનખાં મને વારંવાર તેમના પ્રાણ લેવા આગ્રહ કરતો પણ કોણ જાણે શા કારણથી એ કૃત્ય કરવાના વિચારથી મારૂં હૃદય કમ્પતું, અને હું કેહેતો કે—'નહીં, નહીં! એ કૃત્ય મારાથી કદાપી થવાનું નથી. તે આપો આપ ભુખ મરાથી તથા કેદખાનાનાં સંકટોથી મૃત્યુવશ થશે, પણ તે પ્રસંગે કોણ જાણતું હતું કે બાર વરસ સુધી બંધીખાનાનાં અગાધ દુઃખો સહન કરીને પણ અંતે રાજા સાહેબ પુનઃ દુનીઆમાં જાહેર થશે, અને મને મારા કુકર્મોનું ફળ ભોગવવું પડશે?"

"રાજા સાહેબનો ભવ્ય રાજમહેલ ગંગાના કીનારાથી તે પેલા ભેખી પિપળાના વૃક્ષ સુધી હતો. તથા હાલ હું જે મહેલમાં મારા પરિવાર સહીત રહું છું, તે પણ તેનો એક ભાગ છે. તે ભેખી મકાન અનેક ગુપ્ત ભેદોનું સ્થાન હતું. પણ તે સર્વ ભરમો એટલા તો ગુપ્ત રાખવામાં આવ્યા હતા, કે રાજા સાહેબની અતિ માનીતી રાણી પણ તેનાથી અજાણ હતી; તો પછી મારા જાણવામાં

તો ક્યાંથીજ હોય ? પણ ચાંડાળ હુશેનખાંની સાત્ર દિવસની ચાલુ ઉશ્કેરણીથી કંટાળીને અંતે તે ગુપ્ત ભેદો શોધી કાહાડવાની તેને પરવાનગી આપી, અને તે એક સેતાનજ હતો; તેથી તેણે નવી નવી કુંચીઓ બનાવી તેની મદદથી આખા મકાનના ભરમો લખ્યા તેમાં સમાયલી બેસુમાર દોલતના અમે ભોગીઓ થયા; છતાં તે પેકી બે ભેદોનું રહસ્ય અમે બિલકુલ સમજી શક્યા નહીં. એક તો જે ઓરડીમાં પેલું શમશેરબહાદુર પુતળું ઉભું કરવામાં આવ્યું છે, જે પગ મુકતાં વાર તરવાર ઉગામી મારવાને સારૂ હમેશાં તત્પર રહે છે તે, અને ત્રાંબાના ઢાંકણ વાળો એક કુવો કે જેના ઢાંકણાંના સ્પર્શ થતાંજ તરત બેશુદ્ધી પ્રાપ્ત થતી હતી એ. બે ચીજો સીવાય તે મકાનમાં બીજી કોઇ ચીજ એવી નહોતી કે જેના રહસ્યથી અમે ઉભય જણા અણવાકેફ હોઇએ."

"રાજા સાહેબને બંધીવાન કર્યા પછી તેમને ખાવા પીવાનું બીલકુલ આપવામાં આવતું નહોતું. છતાં અજાયબ જેવું તો એ છે કે જ્યારે જ્યારે હું અગર હુશેનખાં તેમની રૂબરૂ જતા, ત્યારે ત્યારે તેઓ અતિ તંદુરસ્ત લેઇ હાથમાં તરવાર લઇ આમ તેમ ફરતા જણાતા. તેમને બંધીખાનામાં પુર્યા પછી કેટલાએક દિવસ બાદ હું નિર્લજ થઇ તેમની સ્હામું ગયો તો ફક્ત તેઓ મ્હારા તરફ જુઇ કંઇપણ બોલ્યા વગર પેલા શમશેર બહાદુર પુતળાવાળી ઓરડીમાં ચાલ્યા ગયા. હુશેનખાં સાથે તેઓએ કદી પણ ભાષણ કર્યું નથી. તેમજ પોતાના છુટકારા માટે પણ તેઓએ કોઇ દિવસ માગણી કરી નથી. હું અને હુશેનખાં આ સર્વ જોઇને ઘણાજ વિસ્મય થતા, કે તેઓ શું ખાઇ પીને તંદુરસ્ત રહેતા હશે ? મારી અતિ નાખુશી છતાં પણ હુશેનખાં ઘણીવાર તેમના પ્રાણ લેવાની કોશીશ કરતો, પણ સર્વથા તેઓ પોતાની હોંશીઆરીમાંજ જણાતા અને કોઇ પ્રસંગ તો ઇશ્વર જાણે ક્યાં ગેબ થઇ જતા, કે હુશેનખાં પોતાની

જીંદગીના છેડા સુધી પોતાની દુષ્ટ ધારણામાં ફાવી શકયો નહી. એટલુંજ નહી, પણ ઉપરનો સર્વ પ્રકાર જોઇ ઉલટો પોતાના પ્રાણની સલામતી માટે તેમનાથી ડરતો રહયો; અમે પિપળાના વૃક્ષ ઉપર ચઢડી ત્રાંબાના શીંકામાં બેસી તે દ્વારા ગુપ્ત ઘરમાં પ્રવેશ કરતા હતા. ત્યાં ભરેલી અપાર સંપત્તિને હદય આગે સ્પર્શ કરવાની કોશીશ કરતા તો રાજા સાહેબ ફક્ત "ખબરદાર!" એટલું કહી તીર માર-વાને તત્પર થતા, તેથી બ્હીકના માર્યા આજદીન સુધી અમે તેમાંથી એક પાઇ પણ લેવા પામ્યા નથી. સૌથી વધારે આશ્ચર્યની વાત તો એ છે કે, તે ગેબી મકાનમાં કાંઇ એવો તો વિલક્ષણ પ્રકાર હતો, કે જેનાથી રાજા સાહેબ અન્ન-જળ વગર પુર તંદુરસ્તીમાં કોઇપણ પ્રકારની ભિતી રહીત પોતાનો કાળ વ્યતીત કરે, અને અમે તેમને કેદ કરનાર દરેક રીતે પોતાના પ્રાણ બચાવવાની ફીકરમાં રહીએ; છતાં અમારા બન્ને પૈકી એકનો પણ પ્રાણ લેવાની રાજા સાહેબે બિલકુલ ઇચ્છા કરી નહીં, તેમજ તે બાબતનું રહસ્ય પણ આજ સુધી અમારાથી સમજાયું નથી."

"વિનયચંદ્રને બાળક જાણી તેને તથા ગીરજાને રાજ મંદીરમાંથી કહાડી મુકી તે અતિ ભવ્ય મહેલ તોડી પડાવ્યો. થોડા સમય પછી ગીરજા વિનયચંદ્રને સાથે લઇ પુનઃ ભોંગીરમાં આવી, અને તે મહેલના ખંડિયેરમાં રહેવા લાગી. દુષ્ટ હુસેનખાંએ તે ઉભયના પ્રણ લેવા મને ઘણીવાર કહ્યું, પણ તેની વાત ઉપર મેં કાંઇ લક્ષ આપ્યું નહીં."

"રાજા સાહેબને બંધીવાન કર્યા પછી આશરે ત્રણેક વરસ બાદ હુસેનખાંને એવી ખબર મળી કે રાણીના મરતાં અગાઉ રાજા સાહેબે પોતાની સર્વ સંપત્તીનો વિનયચંદ્રને હક્કદાર ઠરાવી તેના દસ્તાવેજ લખી આપેલો છે, અને તે હાલ ગીરજાના રહ્યાંનમાં ખંડિયેરના ભોંયરામાં લોખંડની પેટીમાં છે, તે ઉપરથી મેં સુરંગ દ્વારા અંદર જઇ તે મારા સ્વાધિનમાં લીધો. પણ હાય! તેને બાળી નહીં નાંખ્યો,

તે મારી મુર્ખાઇ નહીં તો બીજું શું હોય ? ગીરજાના મરણ પ્રસંગે હુશેનખાંએ બ્રહ્મચારી રામાનંદનો કૃત્રીમ સ્વાંગ ધારણ કરી તેણે ગુપ્ત રીતે ગીરજાએ વિનયચંદ્રને કહેલી સર્વ હકીકત સાંભળી લીધી. પછી તે નરપિશાચ ચાંડાળ યવને પોતાના અપવિત્ર હાથે ચિતાખડકી અગ્નિસંસ્કાર વીગેરે કાર્ય કરી તે બિચારી વૃદ્ધાના પવિત્ર મૃત દેહને અપવિત્ર કર્યું. પછી બીજે દિવસે કોણજાણે ક્યાંથી ખરા રામાનંદ આવી પોહચ્યા ? ત્યાર પછી જે કાંઇ બન્યું તે તેઓ કહી શકશે. ”

“ હવે મારે વિશેષ કહેવાનું કાંઇ રહ્યું નથી, પણ મારી છેવટની વિનંતી ધ્યાનમાં લઇને મારી નીમકહરામીનો સર્વ હેવાલ દુનીઆમાં પ્રસિદ્ધ કરશો. તેમજ જોકે આત્મઘાત કરી મારી જીંદગીનો અંત આણું છું, છતાં મારા મૃત દેહને પાપ વિનાશીની ગંગાના પવિત્ર જળને સ્વાધીન કરવાની અવસ્ય કૃપા કરશો ! પ્રલયકાળ સુધી પણ નર્કમાંથી મારો છુટકારો થવો મુશ્કેલ છે, છતાં પવિત્ર ગંગામાતાના અલૌકીક મહીમા ઉપર મને પુર્ણ ભરોંશો છે, કે તેનાથી મારો ઉદ્ધાર થશે. ” “ નરરાક્ષસ ”

“ કપટસીંહ ”

## પ્રકરણ ૩૦ મું.

### પૂર્વ વૃતાંત.

દિવાન કપટસીંહનો પુત્ર પુરો થયાથી બ્રહ્મચારી રામાનંદે પોતાની બેઠક લીધી કે તરતજ રાજા નીતીચંદ્રે ઉભા થઇ બોલવાનું શરૂ કર્યું કે—

“ હવે મારી જીંદગીની બાકી રહેલી વીગત આપ સર્વે કહી સંભળાવી આ દરબાર પુર્ણ કરવાની રજા માગું છું.”

“ આશરે બાર તેર વરસ પુર્વે મારી સાધ્વી રાણીનો

સ્વર્ગવાસ થઇ ચુકયો હતો. અને બ્રહ્મચારી રામાનંદ બદ્રિકે દારેશ્વરની તિર્થ યાત્રા કરવા સારૂ ગયા હતા. તેવામાં એક દિવસ પ્રભાતમાં નિદ્રામાંથી જાગૃત થતાંજ મારા પલંગ ઉપર પરણીડામાં બંધ કરેલો મારા નામનો એક પત્ર જોવામાં આવ્યો; તે ખોલી જોતાં તેમાં સંસ્કૃત ભાષામાં નીચે મુજબ લખેલું જણાયું. તે પત્ર હજુ સુધી મારી પાસે મોજુદ છે. એમ કહી તેમણે વાંચવાનું શરૂ કર્યું”

"રાજા નીતીચંદ્ર"

"હું કોણ છું, અને શા કારણથી તમારૂં શુભ ઇચ્છું છું તે જાણવાની કોશીશ નહીં નરતાં, આ પ્રત્ર દ્વારા હું જે કાંઈ સલાહ આપું છું તે ઉપર કાંઇપણ ખોટા તર્ક નહીં કરતાં, તે મુજબ અવશ્ય અમલ કરશો."

"કનિષ્ટ ગૃહબળના યોગે તમારા ઉપર ભારે વિપત્તિ આવનાર છે, અને અતિ અલ્પ સમયમાં તમે કોઇના ફાંદામાં ફસાઇ તમારાજ ગુપ્તગૃહમાં બંધિવાન થશો; અને એવી સ્થિતીમાં તમારે દશ બાર વરસ સુધી રહેવું પડશે; તે દરમ્યાન તે સખસ તમારા પુત્ર વિનયચંદ્રને નિરધાર કરી તમારી સર્વ સપત્તિ પોતાને સ્વાધિન લેશે. યાદ રાખજો કે પ્રારબ્ધયોગે જે કાંઇ થનાર છે તે મીથ્યા થવાનું નથી, માટે ઇશ્વરેચ્છાની વીરૂદ્ધ થવાનો પ્રયત્ન નહીં કરતાં તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી તેની આજ્ઞાનુસાર વર્તવું તેજ ડહાપણ છે તેથી વિરૂદ્ધ વર્તવું તમારા હકમાં ઘણુંજ અશુભ પરિણામ આણશે. માટે તે પ્રસંગે તમારે શી રીતે વર્તવું તે સાંભળો."

"તમને કેદ કરનાર કોઇપણ રીતે તમારા પ્રાણ નાશ કરી શકનાર નથી. તેમજ તમારાથી તેને નુકશાન થનાર નથી; કારણ તે વાત તમો ઉભયની શક્તિ બહાર છે. તમને બંધિખાનામાં બીલકુલ અન્ન જળ મળનાર નથી. તેથી તેની યોગ્ય વ્યવસ્થા મેં અગાઉથી કરી રાખેલી છે. તમારા શયનખંડમાં લોખંડની જે પેટી છે, તેમાં તપાસ કેરતાં એક વીંટી તરવાર અને એક ભાલો માલમ પડશે, પણ, ખબરદાર!

પ્રથમ વીંટી પહેર્યા સીવાય તરવાર યા ભાલાનો સ્પર્શ કરશો નહીં. તમને ક્યારે બંધિવાન કરવામાં આવશે તે નક્કી નહીં હોવાથી તે ત્રણે વસ્તુને આજેજ પેલા શમશેર બહાદુર પુતળાવાળી ઓરડીમાં જઇને મુકી આવશો. બંદિખાનામાં જતાં ત્વરીત પેલી વીંટી પહેરી લેજો અને ત્યાંથી છુટયા અગાઉ તે વીંટીને કદી પણ દુર કરશો નથી. કારણ ફક્ત તેનીજ સહાયતાથી તમારૂં રક્ષણ થશે, અને તેનાજ પ્રતાપે તમારા દુસ્મનોથી ભય પામવાનું તમને કારણ રહેશે નહીં. ત્યાંની કોઇપણ ચીજને તમારા દુસ્મનો સ્પર્શ કરવા જાયતો સત્વર તમારે પેલી તરવાર, ભાલો અને પુતળાવાળી ઓરડીમાં એક તિરકમાન છે, તે હાથમાં લઇ મારવાનો ભય દેખાડવો. પરંતુ મારી નાંખવાની ઇચ્છા કરવી નહીં. કારણ તેનું મોત તમારા હાથમાં નથી. તે વીંટી, તરવાર, ભાલો અને તીરકમાન સર્વમાં વીજળીની અસર છે, તેથી તેને હલાવતાંજ તેમાં રોશની પૈદા થાય છે, અને તેના તેજથી જેની પાસે પેલી વીંટી હોતી નથી તેમની આંખો અંજાઇ નેત્રો બંધ થઇ જાય છે. એટલુંજ નહીં પણ તે હથીઆરો પૈકી કોઇપણ હથીઆરનો કોઇ માણસને સ્પર્શ થતાંજ તે ત્વરીત બેશુદ્ધ થઇ જાય છે. અને તેનો એક ઝટકો ખમવાની કોઇપણ માણસની તાકાત નથી. સંક્ષેપમાં એ સર્વ હથીઆરો તમારે સ્વાધિન લઇને જે કુવા ઉપર ત્રાંબાનું અતિ ભારે વજનનું ઢાંકણુ તમને જણાય (પણ તેનાથી તમને ભય પામવાનું જરા પણ કારણ નથી; કેમકે તમારા દુસ્મનોએ તે ગુપ્ત ગૃહની બનાવટી કુંચીઓ બનાવી ત્યાંના ગુપ્ત ભેદોથી વાકેફ થયા છે, તેથી તે લોકો ત્યાં આવી શકે નહીં તે હેતુથી તે ઢાંકણુ મેં બનાવ્યું છે.) તે તમારી વીજળીક વીંટીના બળથી સરકાવી તમે તે કુવાની અંદર એક સાંકળની સહાયતાથી ઉતરી શકશો, અને પાણીની નીચે જમીનની સપાટી ઉપર પહોંચી થોડે દુર ચાલતાં

એક સુરંગ જણાશે તેમાં પ્રવેશ કરી એક માઇલ ચાલતાં સુરંગની બહાર નીકળતાં ન્હાનું પણ અતિ મનહર ખુશનુમાં પુષ્પોદ્યાન જણાશે, તેમાં મીઠા પાણીનો કુંડ તથા જાત જાતનાં મેવાનાં વૃક્ષો માલમ પડશે, તથા દ્વાદસ મુખી એક ન્હાનો પણ રમણીય સુશોભીત બંગલો જોવામાં આવશે અને તેમાં આરામ કરવા લાયક તમામ સામાન, એક શિવાલયં તથા દિલખુશ કરવા લાયક પુસ્તકો પણ છે. તે સર્વને તમારી વિપત્તિના સાથી ગણી તેનાથી સંતોષ માની ધૈર્ય ધારી દુઃખના દિવસો નિર્ગમન કરશો; પણ કશાથી ગભરાઇ આત્મહત્યા કરશો નહીં. આ કુવાવાળા ભેદ સીવાય તે ગુપ્ત ગૃહના સઘળા ભેદોથી આપ વાકેફ હતા, અને કુવાવાળા ભેદથી મેં આજે વાકેફ કર્યા છે."

"મને શોધી કહાડવાની બીલકુલ કોશીશ નહીં કરતાં ઈશ્વર ઉપર પુર્ણ ભરોસો રાખી જે કાંઇ તમાશા ભાગ્ય બતાવે તે જોવાને સારૂ ધૈર્ય રાખી તૈયાર રહેવું, અને એટલું નક્કી સમજવું કે એક દિવસ એવો પણ આવશે કે એ કનિષ્ટ ગૃહબળનો યોગ બદલાશે તે પ્રસંગે આપણી મુલાકાત પણ થશે. તથાસ્તુ !"

"તમારો ખરો હિતચીંતક"

'એક મનુષ્ય"

પત્ર પુરો વાંચી રહ્યા પછી રાજા સાહેબ બોલ્યા—

"આ પત્ર વાંચી હું વિચાર સાગરમાં ગોથાં ખાવા લાગ્યો અને છેવટે ખેર ! જે થાય તે ખરૂં ! પણ તે પત્ર-નેજ અનુસરીને સર્વ વાત નસીબ ઉપર છોડવાનો નિશ્ચય કર્યો. તેમાં લખ્યા મુજબ વીંટી, તરવાર, અને ભાલો મળી આવ્યાથી પુતળાવાળી ઓરડીમાં તેજ દિવસે ગોઠવી આવ્યો."

"મારા પુર્વજો લાંબા કાળથી ધનાઢ્ય તથા મ્હોટા જાગીરદાર હતા તેમાં દિલ્હીના બાદશાહની કૃપાથી મારા પરદાદાના વખતથી "રાજા"ની પદ્વી સહીત કેટલીક જાગી-

રનો વધારો થયો હતો, અને તેમને માટે દંતકથા એવી ચાલતી હતી કે આ રાજમંદીર, ગુપ્તગૃહ, વીગેરે તેઓએ કોઈ મહાત્મા જ્યોતિષીની સલાહથી બનાવ્યું હતું. ત્યારથી એવો નિયમ ચાલતો આવ્યો હતો કે જે ગાદી ઉપર હોય તે પોતાના ઉત્તરાધિકારીને સર્વકાર્યકુશળ થયા પછી કોઈ અન્ય સખસને જાહેર નહીં કરવાની પ્રતિજ્ઞા આપી તે ગુપ્તગૃહના ભરમોથી તેને વાકેફ કરતા, પરંતુ કોણજાણે શા કારણથી પેલા કુવાવાળો ભેદ મારા પીતાજીએ મારાથી છુપાવ્યો હશે ? પણ આ કોઈ અજાણ્યા શુભેચ્છક માહાત્માના પત્રથી તેમાં લખ્યા મુજબ કુવાને રસ્તે પેલો મનહર બાગ જોવામાં આવ્યો, ત્યારે તો પત્રમાં આપેલી સલાહ અનુસાર ચાલવાનો દ્રઢ નિશ્ચય કર્યો. ત્યાર પછી મને કેવી રીતે ફસાવી બંધીવાન કરવામાં આવ્યો, અને બાર વરસ સુધી તે સ્થીતીમાં રહયો તેની પુરેપુરી વીગત કપટસીંહે પોતાના પત્રમાં દર્શાવી છે ”

ત્યાર બાદ તેમણે પોતાની કેદમાંથી છુટવાની હકીકત કહી સંભળાવી, અને કપટસીંહે આત્મહત્યા કરી પોતાના પ્રાણ આપ્યાથી ઘણો ખેદ જાહેર કરી તેના ઉપર દયા કરવા સારૂ ઇશ્વરની પ્રાર્થના કરી રહયા પછી બોલ્યા—

“ પેલા પત્ર લખનાર મહાન પુરૂષે પોતાનાં દર્શન આપવાની કબુલત આપી છે તે ક્યારે પુર્ણ થશે ? ”

“ હમણાં, આ ક્ષણેજ ! ” એવા શબ્દનો આખા દરબારમાં પ્રતિધ્વની થઈ રહયો. અને એક બાજુથી ભીડમાંથી રસ્તો કરતા જટાધારી અને તેજસ્વી એક સન્યાસી મહાત્મા રાજા સાહેબની સ્હામે આવતા માલમ પડયા. તે અતિ તેજસ્વી મહાન પુરૂષને જોઇ સર્વ ઘણું આશ્ચર્ય પામ્યા, અને દબાઈ દબાઇને તેમને જવાનો માર્ગ કરી આપ્યો. અને રાજા સાહેબ તથા સાહેબ બહાદુર વિગેરે ઉઠી તેમને સામા લેવા આવ્યા. રાજા સાહેબે તેમના ચર્ણાર્વિંદમાં

માથું નમાવી સાષ્ટાંગ દંડવત કર્યા, અને બ્રહ્મચારી રામાનંદે પણ દંડવત કર્યા."

તે મહાન પુરૂષે સ્નેહયુક્ત દ્રષ્ટિથી સર્વની તરફ જોઇ સાહેબ બહાદુર વિગેરે અંગ્રેજ અમલદારો સાથે હાથ મેળવી રામાનંદના દંડવતનો વળતો ઉત્તર આપી રાજા નીતીચંદ્રને ઉઠાડી સ્નેહપુર્વક કોટી કરી. તે વખતે આખા દરબારમાં "જય સન્યાસી બાવાની જય" નો ધ્વનિ થઇ રહયો. પછી તે મહાત્મા સાહેબ બહાદુરની સાથે બેઠા, અને જ્યારે દરબારમાં શાંતી પ્રસરી ત્યારે તે ઉભા થઇ બોલ્યા—

"મારી વય આ સમયે લગભગ અઢીસો વરસની હશે. પણ યોગબળના પ્રભાવે સી-તેર એંસી વરસથી વધારે જણાતી નથી; અને તેજ પ્રતાપે મારી ઇચ્છાનુસાર જીવન ધારણ કરી શકું છું. આજથી બસો વરસ પુર્વે હું જ્યોતિષીનું કામ કરતો હતો, અને શીલ્પશાસ્ત્રમાં અતિ પ્રવીણ હોઇ તે વિદ્યા ઉપર અપુર્વ ભકિત હતી. દૈવયોગે તમારા (રાજા નીતીચંદ્રના) પરદાદા જેઓ તે સમયે યુવાવસ્થામાં હતા તેમની સાથે કાશીમાં મેળાપ થયો, અને તેમનું મીલનસારપણું તથા ગુણગ્રાહીપણાથી અતિ પ્રસન્ન થઇ તેમની સાથે મોંગીર આવ્યો, અને મારી સલ્લાહ અનુસાર તેમને ગુપ્તગૃહ રાજમંદીર વિગેરે ઇમારતો બંધાવી તેમને યોગાભ્યાસ તરફ સારી પ્રીતિ હતી, અને મને પણ તેનો અભ્યાસ હોવાથી અમો બન્ને વચમાં સ્નેહની સજડ ગાંઠ બંધાઇ અને ઘણા દિવસ સુધી પેલા કુવાવાળા ઘરમાં અમો સાથે યોગાભ્યાસ કરવા લાગ્યા; અને એમ કરતાં તેઓ જ્યારે વૃદ્ધ થઇ સાઠઠ વરસના થયા; ત્યારે પોતાના પુત્રને પોતાનો ઉત્તરાધિકારી બનાવી આ અસાર સંસારની મીથ્યા જંજાળ છોડી મારી સાથે ઉત્તરખંડ તરફ આવ્યા! ગમે તેમ પણ તે સુખી માણસ તેથી તેનાથી તે તરફની અતિ પ્રબળ ઠંડી લાંબા કાળ સુધી સહન નહીં થવાથી દેવલોક પામ્યા; અને

હું ત્યાંજ રહી મારા જ્યોતિષ વિદ્યાના પ્રભાવથી તમારા તરફના સમાચાર મેળવી શકતો હતો."

"તમારા પિતાના સ્વર્ગવાસ પહેલાં થોડા સમય અગાઉ મને કાંઇ સંશય આવ્યાથી હું ઉત્તરખંડથી મોગીર આવ્યો અને તમારા પિતાને મારી ઓળખ આપી એકાંત મળી પેલા કુવાવાળો ભેદ તમારાથી છુપાવી અન્ય સઘળા ભરમોથી તમને વાકેફ કરવાની સલાહ આપી. તેમજ તમરા કનિષ્ટ ગ્રહબળ જોઇને મેંજ ગીરજાને સમજાવીને માલતીના પુત્ર વિનયચંદ્રને રાણીના પલંગ ઉપર સુવડાવ્યો, અને વિદ્યાકુમારીને યમુનાના પલંગ ઉપર સુવડાવી. તે પણ મારીજ સંમતીથી થયું હતું. પછી જ્યારે તમારા કનિષ્ટ ગ્રહબળનો યોગ ઘણોજ નજીક આવ્યો. અને બ્રહ્મચારી રામાનંદ તિર્થયાત્રા કરવા ગયા, ત્યારે મેં કુવાવાળા બાગમાંથી વીંટી તરવાર, ભાલો વીગેરે બહાર લાવીને કુવા ઉપર વીજલીક ત્રાંબાનું ઘણું ભારે ઢાંકણુ ઢાંકીને તે સર્વ વિગતનો પત્ર લખી મારા યોગબળના પ્રભાવે તમારા મહેલમાં દાખલ થઇ તે સર્વ વસ્તુઓ ઠેકાણુસર મુંકી; જેનો વિગતવાર અહેવાલ હમણાંજ તમે દરબારમાં જાહેર કરી ચુક્યા છો. બંધીખાનામાં પરોક્ષ રહી હું તમારી રક્ષા કરતો હતો, અને ત્યાં તમને માત્ર પરાધિનતાને લીધે તમે શરીરે અતિ નિર્બળ થયા, તે સીવાય અન્ય કાંઈ કષ્ટ નહોતું, તે જોઈ હું સંતોષ પામતો; હવે શ્રી પરમાત્માની કૃપાથી તમે તે કનિષ્ટ ગ્રહબળના યોગથી છુટા થયા છો, અને તમારા દુસ્મનોને તેમનાં કુકર્મોનું ફળ મળી ચુક્યું છે, તેથી તમને ઉચીત છે કે આ નીઃસાર સંસારની માયા જાળમાં વધુ નહીં લોભાતાં ફક્ત તે સચ્ચિદાનંદની સેવા તરફ તમારૂં અહોનીશ ધ્યાન લગાડશો."

આટલું કહી તે મહાન પુરૂષ જવા તૈયાર થયા, એટલે તેમના સન્માનાર્થે આખો દરબાર ઉઠી ઉભો થયો.

રાજા નીતીચંદ્રે તેમના ચર્ણાર્વીંદમાં પડી રહેવાનો ઘણો આગ્રહ કીધો ત્યારે તેમના મનમાં "પરમ દિવસે મધ્ય રાત્રિના મળીશું" એમ કહી ચાલ્યા ગયા. આખા બરબારના માણસો આ અજાયબ ગૃહનાં ગુપ્ત રહસ્યો પ્રત્યક્ષ નિહાળવાને એટલા તો ઇંતેજાર હતા કે નપુછો વાત! પણ તે પ્રત્યક્ષ નિહાળવાનું સુખ કાંઈ સર્વના ભાગ્યમાં સરજાયલું નહોતું !

તે મહાન્ પુરૂષના ગયા પછી દરબાર તરતજ બરખાસ્ત કરવામાં આવ્યો. અને રાજા સાહેબ, વિદ્યા, વિનયચંદ્ર બ્રહ્મચારી રામાનંદ, સરકારના મુખ્ય અધિકારી સાહેબ તથા અન્ય અંગ્રેજ અમલદારોને સાથે લઇને તે ગુપ્તગૃહમાં ગયા, અને ત્યાંના રહસ્યથી તેઓ સર્વને વાકેફ કર્યા. પણ સર્વની અતિ અજાયબી વચ્ચે ત્યાં પેલી શમશેરબહાદુર પુતળાવાળી ઓરડી તથા પેલા ત્રાંબાના ઢાંકણાવાળો કુવો અને જર જવાહીરની ભરેલી પેટીઓનું ત્યાં નામ નીશાન પણ જોવામાં આવ્યું નહીં. પરંતુ તે જગ્યાએ ખાલી મેદાનજ જોવાથી તે સર્વના મનમાં ખાત્રી થઇ કે તે કામ મહાત્મા સન્યાસીનુંજ હોવું જોઇએ.

પછી રાજા સાહેબની રજા લઈ સાહેબ બહાદુર વિગેરે અન્ય અંગ્રેજ અમલદારો કલકત્તે રવાના થયા, અને અન્ય સર્વ લોકો જેઓ ખાસ આમંત્રણથી અગર સ્વેચ્છાથી આવ્યા હતા તે સર્વે વિદાય થયા. લોકોએ તે સન્યાસી મહાત્માને શોધી કહાડવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમની કૃપા વગર બળાત્કારે તેમના દર્શનનો લાભ કોણ મેળવી શકે વારૂ ?

---

## પ્રકરણ ૩૧ મું.

સંસારત્યાગ–દંપતિસંયોગ.

ત્રિજે દિવસે મધ્ય રાત્રિના સમયે તે મહાન્ પુરૂષે રાજા નીતીચંદ્રને દર્શન આપ્યાં. રાજા સાહેબે તેમની સાથેજ જવાનો દ્રઢ નિશ્ચય કરેલો હોવાથી સર્વ તૈયારી કરી રાખી માત્ર તેમનીજ રાહ જોતા બેઠા હતા; તેઓ મહાત્માને જોતાંજ તેમની સાથે ગુપ્ત રીતે નીકળી ચાલતા થયા, ત્યાર પછી તેમનો અગર તે મહાત્માનો આ સંસારમાં બિલકુલ પત્તોજ લાગ્યો નહીં, પણ અમે એટલું તો કહી શકીએ છીએ કે કેટલાક સમય બાદ તે ઉભય મહાત્માઓ યોગ વિદ્યાદ્વારા મોક્ષપદને પામ્યા.

રાજા સાહેબના ગુપ્ત રીતે ઘર ત્યાગ કરી જતા રહેવાને બીજે દિવસે પ્રભાતમાં શેઠ અમીચંદને પોતાના નામનો એક પત્ર પોતાના બિછાના ઉપરથી મળી આવ્યો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

" મિત્રવર્ય પરમસ્નેહી અમીચંદ,

" હવે પુનઃ સંસારની જંજાળમાં ફસવું વ્યર્થ સમજીને હું મહાત્મા સન્યાસી સાથે હિમાચલ તરફ જાઉં છું, તેથી મારી તમારી આ છેલ્લીજ ભેટ છે. વિનયચંદ્ર તથા વિદ્યાને મારા આશિર્વાદ કહેશો.

'મારી સ્વર્ગવાસી સાધ્વી રાણીએ જેને પોતાનો પ્યારો પુત્ર માન્યો, અને એક દિવસે જેને મેં મારી સર્વ સંપત્તિ લખી આપી હતી, તેજ યોગ્ય બાળક વિનયચંદ્ર આજ પણ મારા ખરા દિલની પ્રસન્નતાથી મારો પોતાનેજ પુત્ર ગણી તેને મારો ઉત્તરાધિકારી સમજી મારી સર્વ સંપત્તિનો માલીક બનાવું છું. અને આશા રાખું છું કે પુત્ર વિનયચંદ્ર પોતાની સંપત્તિની યોગ્ય વ્યવસ્થા કરવા લાયક સમર્થ થાય નહીં ત્યાં સુધી મારા તરફથી આખી જાગીરની

યોગ્ય સંભાળ રાખી કાંઈ અયોગ્ય થવા પામે નહીં તેની કાળજી રાખશો."

"મારી પ્રિય પુત્રી વિદ્યાનો વિવાહ બનતી ત્વરાથી વિનયચંદ્ર સાથે કરશો, અને જેથી ઉભય પતિ પત્નિ સાચા પ્રેમ પાસથી બંધાઈ દાંપત્ય સુખ ભોગવે તેવો ઉપદેશ તેમને આપશો।"

"મારી ભાળ કહાડવાની વ્યર્થ કોશીશ કરશો નહીં, અને સરકારના મુખ્ય અધિકારી વીગેરે મહેરબાનોને મળી મારા તરફથી ઘણા હેતપુર્વક સલામ કહેશો."

"બ્રહ્મચારી રામાનંદને વિનયચંદ્રનો મુખ્ય દિવાન નીમશો, અને વિનયચંદ્ર તથા વિદ્યાને બ્રહ્મચારીજીને મારા તુલ્ય ગણી તેમને માન આપી તેની આજ્ઞામાં રહેવાનુ કહેશો."

'મહાત્મા સન્યાસીની ભેટ થતાં ગુપ્ત ગૃહમાં જે ફેર ફાર આપણે જોયો હતો તે તેમનીજ ચમતકૃતિનું ફળ હતું એમ તેમનું કહેવું છે; કારણ કે જ્યોતિષ વિદ્યાની ગણીતાનુસાર હવે પછી વિનયચંદ્ર તથા વિદ્યા અથવા તેમના વંશજો પેલી સંપત્તિ વિગેરે અન્ય વસ્તુઓ જે ગુપ્તગૃહમાં હતી તેના અધિકારી થઈ શકતા નથી; તેથી તે સર્વ ચીજો કોઈ અદ્ભુત શક્તિદ્વારા ત્યાંજ ધરતીમાં સમાવી દેવામાં આવીછે. પરંતુ ખબરદાર, સાવચેત ! તે શોધવાંની બિલકુલ કોશીશ કરવી નહીં, નહીં તો મહા અનર્થ થશે. તે વાત વિનયચંદ્ર તથા વિદ્યાના મનમાં ખાસ કરી ઠસાવશો કે તેના પ્રયત્નથી દુર રહે. બસ, હવે કાંઈ કહેવા લાયક નથી."

"તમારો સાચો સ્નેહી મિત્ર"
"નીતીચંદ્ર"

ઉપલો પત્ર વાંચીને શેઠ અમીચંદ, બ્રહ્મચારી રામાનંદ વિનયચંદ્ર તથા વિદ્યા વિગેરે સર્વ અતિ ખેદ પામ્યાં. પણ લાચાર! ઉપાય શો? સર્વ સંસાર વિચીત્ર ઈંદ્રજાળથી ભરપુર છે ત્યાં કોઈનો ઉપાય નથી

પોતાના ખરા પિતાને મળવા છતાં પણ સ્વહસ્તે તેમની કાંઈ સેવા બજાવી શકી નહીં તેનું સ્મરણ કરી વિદ્યા દિલગીર થઈ; ઘણીવાર અશ્રુપાત કરતી, પણ તેની પ્રિય સખી મોહિની તેને ઘણી ખરી એકલી મુકતી નહીં. હોવાથી તે ઝાઝીવાર ઉદાસ રહેવા પામતી નહીં.

જે મહાન પુરૂષને પોતે પિતારૂપ જાણેલા તેના એકાએક સંસાર ત્યાગી જતા રહેવાથી પોતાના હિનભાગ્યને દોષ આપતો વિનયચંદ્ર પણ ઘણો દિલગીર થતો; પરંતુ તેનુ આશ્વાસન કરી તેને શાંત પાડવાનો ભાર મોહિનીદેવી તથા કુસુમચંદ્ર એ ઉભયે ઉપાડી લીધો હતો. આવી રીતે થોડા સમય વિત્યા પછી તત્સંબંધે બંને પ્રેમીઓની મનોવૃત્તિ કાંઈ શાંત થઈ, ત્યારે એક દિવસે મોહિનીદેવીએ વિદ્યાને પુછ્યું:—

“ પ્યારી સખી, જે કાંઇ થનાર હતું તે થઈ ચુક્યું. ભાગ્યદેવીએ જે કાંઇ તમાશા બતાવવા ધાર્યા હતા તે સર્વ જોયા, પણ કહેતો ખરી કે આવી રીતે એકજ સ્થળે રહેવા છતાં પણ એક બીજાના વિયોગનું દુઃખ સહન કરી નાહક વિરહાગ્નિથી બળ્યા કરવા કરતાં એક બીજાનું પાણીગ્રહણ કરી કયારે સુખી થશો ? ”

વિદ્યા—વહાલી સખી, તે વાત તો તારા પિતાજી જાણે! તે તેમની ઇચ્છાનુસાર કરશે! પણ બહેન, મારૂં “ચિત્ત હમણાં એટલું તો વ્યાકુળ છે કે મને કાંઇ સારૂં લાગતું નથી.

મોહિની–( મશ્કરી કરતી ) વાહ! ઘણું સારૂં! ઈશ્વર જયારે તેનાથી ઉલટું હોય છે, ત્યારે મન હરેક તરેહની લાલસામાં મુંઝાય છે!

આ સાંભળી વિદ્યા હાસ્ય કરતી શરમની મારી નિચું જોવા લાગી, એટલામાં મોહિની વિનયચંદ્રને ત્યાં બોલાવી લાવી, તેથી વિદ્યા વધુ લજ્જીત થઈ લાજ કહાડીને બેઠી એટલે મોહિનીએ વિનયચંદ્ર પ્રત્યે કહ્યું:—

“ સાંભળો! મારી સખી વિદ્યાકુમારી કહે છે કે આપ

હવે સમૃદ્ધિવાન થવાથી હું નિર્ધન ઉપર આપની રૂચી થતી નહીં હોય તો ચોખ્ખું કહી દો કે હું અત્રે વ્યર્થ રહી આપને બોજા રૂપ થઈ પડું નહીં; પણ અત્રેથી વિદાય થઈ કોઇ સમાન પુરૂષને શોધી કહાડું!"

આવું અતિ કઠોર ભાષણ વિદ્યાથી સાંભળી શકાયું નહીં,તેથી તે અતિ વેગથી ચોધાર આંસુ પાડી રડવા લાગી. વિનયચંદ્રની પણ તેવીજ દશા થઇ! ગરીબ બિચારી મોહીની!. પોતાની નિર્દોષ મશ્કરીનું આવું પરિણામ આવશે તેવું સ્વપ્ને પણ ધારતી નહોતી; તેથી તે પોતાની મુર્ખાઈ ઉપર ઘણી શરમીંદી પડી એવું બોલતી ત્યાંથી જતી રહીકે

"નહીં,! બિચારી વિદ્યા કાંઇ પણ બોલી નથી. હું ઇશ્વરને શાક્ષી રાખી કહું છું કે આ સમયે જે કાંઈ હું બોલી છું, તે સર્વ મારાજ મનથી બોલી હતી."

મોહિનીના વિદાય થતાં વિદ્યા ત્વરિતજ ઉઠી વિનયચંદ્રને પગે પડી; મોહીનીએ કહેલી વાત પોતે સ્વપ્ને પણ બોલી નથી એવું કહેવા જતાં તેની મતલબ સમજી જવાથી વિનયચંદ્રે વચમાંજ તેને રોકીને કોટી કરી આલિંગન આપી તેના ગુલાબી ગાલ ઉપર પ્રેમનું એક ચુંબન લેઇ તેના આંસુ લુછી નાંખી બોલ્યો:—

"પ્રિયા, દિલગીર થઇશ નહીં. સાંભળ—હું માનું છું કે, એ વાત ત્હેં કીધી નથી, છતાં એકવાર નહીં પણ હજાર વાર તેમ કહેવાનો ત્હારો હકક છે! કારણ ન્યાયપુર્વક તો તુંજ તે સર્વ સંપત્તિની અધિકારીણી છે. મને તો જબરજસ્તીથી યાતો અન્યાયથી માલિક બનાવ્યો છે; પણ પ્યારી! પિતાજી શેઠ અમીચંદ તથા બ્રહ્મચારી રામાનંદની આજ્ઞાનુસાર વર્તવાનું લખી ગયા છે, તો તેમની ઇચ્છાથી પ્રતિકુળ કેવી રીતે થવાય? તેથી ગભરાઇશ નહી. જરા ધૈર્ય ધર. ગમે તેટલી ઢીલ થાય તો પણ પ્રિયા, તારા સિવાય મ્હારી હૃદયેશ્વરી બીજી કોણ થઇ શકનાર છે?"

વિદ્યાએ પણ પ્રેમચુંબનનો પ્રત્યુત્તર આપતાં કહ્યું:—

" પ્રિતમ, મને આપના પ્રેમનો સંપુર્ણ ભરોંસો છે; અને મારા મનમાં રતિભાર પણ શંકા નથી. પણ સખી મોહીનીને આજે કોણ જાણે શું સુઝ પડયું કે આવી કઢંગી મશ્કરી કરી બેઠી. "

પ્રિય વાંચનાર ! ઉપલો બનાવ બન્યા પછી ઘણી ટુંક મુદતમાં વિદ્યા તથા વિનયચંદ્ર લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં, એટલે તે બન્ને પ્રેમીઓ વચ્ચે બાળપણથી દ્રઢીભુત થયલી વિશુદ્ધ પ્રીતિનો લ્હાવો અતિ આનંદથી લઇ સ્વર્ગીય સુખ ભોગવવા લાગ્યાં.

થોડા દિવસ મોંગીરમાં રહી શેઠ અમીચંદ સર્વને સાથે લઇ પાછા કલકત્તે આવ્યા; અને મોંગીરમાં ગંગા કિનારાવાળા રાજમંદિરના ખંડિએરને જડમુળમાંથી ખોદાવી તેજ સ્થળે નવેસરથી અતિ ભવ્ય મંદિર બંધાવવું શરૂ કર્યું; અને જ્યારે તે નવિન સુશોભિત મંદીર બંધાઇ પુર્ણ થયું, કે વિનયચંદ્ર અને વિદ્યા કલકત્તેથી ત્યાં આવી તેમાં ઘણા આનંદપુર્વક રહી પવિત્ર પ્યારનું અપુર્વ સુખ ભોગવવા લાગ્યાં. વિદ્યા પોતાની સખી મોહિની ઉપર એટલો તો પ્રેમ રાખતી કે વરસમાં બે ચાર મહીની સુધી તે કુસુમચંદ્ર સહિત મોહિનીને અતિ આગ્રહથી સ્નેહપુર્વક પોતાને ત્યાં રાખતી; અને પોતે પણ વિનયચંદ્રસહ એકાદ બે મહિના કલકત્તે જઇ રહેતી. આવી રીતે આનંદમાં થોડો કાળ વ્યતિત થતાં શ્રી જગદિશ્વરની કૃપાથી મોહિનીદેવી તથા વિદ્યાકુમારીને પુત્ર રત્નો પ્રાપ્ત થવાથી આનંદમાં વૃદ્ધિ થઇ, અને તેમના બાકીના દિવસો કેવા અપુર્વ આનંદમાં નિર્ગમન થયા હશે ? તે અમારા વાંચકો પૈકી જેને તેવા અસિમ આનંદનો અનુભવ થયો હશે, તેજ જાણી શકશે !



# તૈયાર છે. તૈયાર છે. તૈયાર છે.

---

**નરસિંહ મહેતા નોવેલના કર્તાનાં નીચેનાં પુસ્તકો તૈયાર છે.**

**રાજકઠીઆરો** નોવેલ–આ નોવેલમાં કર્મ બળનો ચિતાર આપેલો હોઇ વાંચવાથી મનને જ્ઞાન સાથે ગમ્મત મળેછે અને નસીબ ઉપર આસ્તા બેશી સંતોષનું પરમ સુખ પ્રાપ્ત થાય છે પુસ્તક ગદ્ય અને પદ્યમાં લખાએલું હોવાથી વાંચનના તેમજ ગાયનોના શોખીનોને એક સરખી રમુજ મળે છે. મુલ્ય **દોઢ રૂપીઓ.**

**સતીદ્રોપદી**–આ પુસ્તક ભારત અનુસાર લખાએલું હોવાથી તેમાં વીરરસ, શ્રંગાર રસ, અને કરૂણા રસથી ભરપુર છે. નવીન રાહનાં ગાયનો તેમજ ઉત્તમ ભાષણોથી ભરપુર રસીક પુસ્તક છે. આ પુસ્તક વાંચવાથી મનને જ્ઞાન સાથે પુર્ણ ગમ્મત મળે છે મુલ્ય **બાર** આના—

**રામલીલા**–આ પુસ્તક પુર્વાર્ધ રામાયણનો સાર ગદ્ય પદ્ય અને શયરોમાં લખાએલો હોવાથી પુર્ણ રસીક છે. એક વાર વાંચવા લીધું તો તેને મુકવા મન થતુ નથી મુલ્ય એક રૂપીઓ.

**વીજયકુમાર**–શ્રી દેશીસમાજમાં ભજવાતું વીજીઆ વીજય નામનું નાટક આબેહુબ છે. ભાષણો ખાસ તે ખેલમાં ભજવાતાંજ છે; ગાયનો જુદાં છે. ધર્મોજય અને પાપો ક્ષય એનો ચિતાર આબેહુબ દર્શાવેલો હોઇ પુર્ણ રસથી ભરપુર છે. મુલ્ય **બાર** આના.

**કૃષ્ણસુદામા**–શ્રીકૃષ્ણના પરમ ભકત અને મિત્રનો ચિતાર આબેહુબ દર્શાવેલો હોઇ ગાયનો અને ભાષણોથી ભરપુર રસમય પુસ્તક છે મુલ્ય **બાર** આના

**સતીલીલાવતી**–આ પુસ્તકમાં લીલાવતી, અંજના સતી અને પ્રધુમ્ન કુમાર એ ત્રણ આખ્યાનોનો સમાવેશ આવેલો છે. અંજનાસતી અને પ્રધુમ્નકુમાર એ બે આખ્યાનો દ્રષ્ટાંત રૂપમાં આપેલાં છે. પુસ્તક પાકુ બાઇન્ડીંગ ગ્લેજ કાગળ ૩૬૦ પૃષ્ટનું છે. બાઇન્ડીંગ પાકુ છીંટનું ગીલ્ટીંગ છે. પુસ્તક ગદ્ય અને પદ્યમાં લખાએલું હોવાથી ફરી ફરીને વાંચવાની જીજ્ઞાસા થાય છે. એક વખત વાંચવાથી મનનેત્રપ્તી થતી નથી મુલ્ય દોઢ રૂપીઓ.

